પ્રેરણાઓ વગેરે વગેરે મળે છે! બાકી એઓશ્રીનાં શાસ્ત્રો તો આપણને અંતર બાહ્ય ઉભય રીતે આરાધવાનું ઘણું ઘણું આપી જાય છે. એ શું શું આપી જાય છે એનો ખ્યાલ કરવા માટે તો એક ગ્રન્થ બને.

સૂરિજીની અણમોલ શાસ્ત્ર ભેટ : જિનાગમ માટે માન :-

આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ એવા ધુરંધર વિદ્વાન અને સમર્થ શાસ્ત્રકાર યુગપુરુષ હતા કે, એમનાથી રચિત મૌલિક શાસ્ત્રો ઉપરાંત આગમ વગેરેની વિવેચનાનાં એમનાં વચનો પણ ટંકશાળી ગણાય છે. એ વચનોને પછીના આચાર્યો પોતાના ગ્રન્થમાં ઉદાહરણ તરીકે લે છે! એવા આ મહાપુરુષે મૌલિક શાસ્ત્રો રચવા ઉપરાંત સૂત્રવિવેચનાનાં ય શાસ્ત્રો લખ્યાં છે, જે સૂત્ર જેવા મનાય છે. કેમકે શબ્દ થોડા અને ભાવ ઘણો. દા. ત. 'શ્રીલલિત વિસ્તરા,' 'શ્રી પંચસૂત્ર વૃત્તિ,' 'શ્રી આવશ્યક સૂત્ર વૃત્તિ'...વગેરે, એના પણ વાકયો સૂત્ર જેવાં છે! જેના પર સારું વિવેચન થઇ શકે. આ રચનાનો મૂળ બધો પ્રતાપ શ્રી જિનાગમોનો છે; કેમકે પોતેજ એક સ્થાને લખે છે કે.

'હા! અણાહા કહ હુંતા, જઈ ણ હુંતો જિણાગમો ?'

અર્થાત્ 'અરે! જો જગતમાં શ્રી જિનેશ્વર ભગવાનના આગમ ન હોત તો અમે અનાથ બની રહ્યા હોત, અને તો અમારું શું થાત?' એટલે? એ જ, કે જિનાગમના પ્રકાશ વિના અમે અજ્ઞાન—મિથ્યા જ્ઞાનના અંધકારમાં રહી અહંત્વ અને મિથ્યા પ્રવૃત્તિમાં રાચ્યા માચ્યા રહી ભવના ગુણાકાર કર્યા હોત!

આ ઉદ્ગાર સૂચવે છે કે, એમને જિનાગમ પર ભારોભાર અને અનન્ય બહુમાન હતું, તેમજ એમણે શાસ્ત્રો રચવામા

ય ઉપયોગી બોધ અને પ્રેરણા જિનાગમોમાંથી લીધી હતી.

મૂળમાં હરિભદ્ર બ્રાહ્મણ પુરોહિત :—

જિનાગમ પર આટલું બધું બહુમાન શાથી? એક અપેક્ષાએ કહીએ તો કહેવાય કે, જૈનકુળમાં જન્મેલાને તો જનમથી આ મળે; એટલે 'છે છે ને છે' જેવો ઘાટ થાય. આ મળવાની નવાઈ નહિ લાગે. પરંતુ એમને તો ન મળવાનું મળ્યું હતું. એ જન્મેલા જૈનકુળમાં નહિ, પણ બ્રાહ્મણ કુળમાં જન્મેલા, અને એ કુળના જ સંસ્કાર તથા એ કુળની જ વેદ પુરાણ વગેરેની વિદ્યા પામેલા! તે એમજ જો જીવનભર રહ્યા હોત, તો એમને જૈનધર્મ—જૈનઆગમ દેખવા ય ક્યાંય મળવાના હતા? પરંતુ એમનો નસીબનો સીતારો ચમક્યો, અને એમને આ જિનાગમ તથા એમાં કથિત દર્શન—જ્ઞાન—ચારિત્ર વગેરે ન મળવાનું મળી ગયું! એટલે એમને આ મળવામાં નવાઈનો પાર નથી એટલે જ એમને જિનાગમ પર અથાગ રાગ બંધાઈ ગયો છે. 'મારા જેવા મૂઢ પામરને, અહો! આ વિશ્વોત્તમ જિનાગમની પ્રાપ્તિ!!'—નિરંતર આ અહોભાવને લીધે જિનાગમમાંથી એ રત્નો ખેંચી ખેંચીને મૂળ શાસ્ત્રો અને ટીકા શાસ્ત્રો બનાવ્યે જ ગયેલા.

હરિભદ્રનું વિદ્વત્તા પર અભિમાન :-

સવાલ થાય કે બ્રાહ્મણકુળમાં હતા તો જિનાગમ શી રીતે પામ્યા? આનો ટુંકો અહેવાલ એ છે કે, એ મહાપુરુષ ચિત્તોડના મહારાણાના માન્ય પુરોહિત બ્રાહ્મણ ને ૧૪ વિદ્યાના પારગામી હતા; એમનામાં દર્શન શાસ્ત્રો સહિત વૈદિક શાસ્ત્રોની પ્રકાંડ વિદ્વત્તા હતી, તેથી ઊંચા દરજ્જાવાળા હતા એટલે રાજદરબારથી એમને ઘરે રાણા તરફથી પાલખી તેડવા જતી. વિદ્વત્તા તો એટલી બધી કે, એમને અભિમાન હતું કે

'જગતમાં કોઈ શાસ્ત્ર એવું નથી કે તેને હું ન સમજી શકું' અને સાથે માનસિક પ્રતિજ્ઞારૂપ સંકલ્પ હતો કે 'કદાચ ન સમજું તો સમજવા માટે જરૂર પડયે સામાનો જીવનભરનો ગુલામ–શિષ્ય બની જાઉં' અને એ સમજાવનાર કહે કે 'ચાલો હજાર ગાઉ દૂર, ત્યાં ભણાવીશું! સેવા કરતા રહેવું પડશે;' તો પણ તૈયાર 'નવું સમજવા મળે છે ને? તો ગુલામ કાં ન બનું? કોઈપણ ઇતર શાસ્ત્રની વાત સાંભળ્યા પછી એ સમજી શકું નહિ ત્યાં સુધી મારાથી જંપીને બેસાય નહિ!' એવી એમની વિદ્યા માટેની ધગશ હતી. આ પ્રતિજ્ઞાના લીધે જિનાગમની 'ચક્કીદુગં હરિપણગં...' વાળી ગાથા સમજવા માટે જૈન સાધુ દીક્ષામાં આવેલા, ને ક્રમશઃ ભણતાં પ્રખર વિદ્વાન આચાર્ય હરિભદ્રસૂરિજી બનેલા.

વિલક્ષણ અભિમાન :—

શ્રી હરિભદ્ર પુરોહિતને ભણેલું કંઠસ્થ, હૃદયસ્થ હતું. ચૌદ વિદ્યાના એવા પારગામી હતા કે હાક વાગતી હતી એમના નામની! 'એવો કોઈ વિદ્વાન ન હોય કે મને જીતી શકે' એવું એ માનતા. "બહાર વાદી તરીકે પંકાનારો કોઈ મારી સામે જો ભૂમિમાં પેસી જાય તો કોદાળીથી જમીન ખોદી એને બહાર પકડી લાવું; પાણીમાં પેસી જાય, તો જાળથી પકડી લાવું એને; અને ગગનમાં ચઢી જાય તો નિસરણીથી એને હેઠા ઉતારું, અને શાસ્ત્રાર્થ કરી હરાવું!" —આવી ખુમારીથી એ એના ચિન્હરૂપે નાની રમકડા જેવી કોદાળી, જાળ અને નિસરણી એ પોતાના ખભે સાથે રાખીને ફરતા! ઉપરાંતમાં આખા જંબૂદ્વીપમાં પોતાના સમાન કોઈ વિદ્વાન નથી, એ સૂચવવા જંબૂવૃક્ષની લતાને પણ પાસે રાખતા! તેમજ આટલી બધી વિદ્યાથી રખેને પેટ ફાટી ન

એ માટે પેટ પર સોનાનો પટ્ટો બાંધી રાખતા!

હરિભદ્ર પુરોહિતની પ્રતિજ્ઞા :—

આપણને લાગે કે આ બધું પોકળ અથવા બડાઈ જેવું હશે? પણ ના, કઠોર વિદ્યાભ્યાસથી અને શાસ્ત્રોના હજી સુધી ય રટણ-પરાવર્તનથી એવો એમણે વિશ્વાસ પ્રાપ્ત કર્યો હતો, કે 'ભલે હું બહારના બધાં જ શાસ્ત્રો ભણ્યો નથી કે મેં એ વાંચ્યા ય નથી, પણ આ પૃથ્વી ઉપર કોઈ જ શાસ્ત્રનું એવું વચન નથી કે જે હું ન સમજી શકું!' આ વિશ્વાસ પણ નક્કર વિશ્વાસ હતો; કેમકે એવી એમને પ્રતિજ્ઞા હતી, કે 'જો હું કોઈનું વચન ન સમજી શકું, તો એ સમજવા જરૂર પડયે એનો શિષ્ય બની જાઉં!' કેવો આત્મવિશ્વાસ! અને કેવી કમરી તૈયારી! કોઈની સાથે વાદ થાય અને એનું ન સમજાય તો જ શિષ્ય થવાનું, એમ નહિ. પરંતુ વગર વાદે ય સામાન્ય રીતે કોઇના મુખથી એવું શાસ્ત્રવચન બોલાતું સાંભળવામાં આવ્યું કે જે સમજનાં ન ઊતર્યું, તો ય તે સમજવા તેના શિષ્ય થઇ જવાનું! પછી તે સામો માત્ર પંડિત નહિ, પણ યોગી–સાધુ–સંન્યાસી હોય તો સંસારત્યાગ કરી જીવનભરના ય તેના શિષ્ય બનવામાં અંચકો નહિ!

વિદ્યાની ધગશ કેવી? જેણે જડથી ભિન્ન પોતાના ચેતન આત્માને ઓળખ્યો એને ચેતનની અસાધારણ જ્ઞાનસંપત્તિ માટે અનન્ય ધગશ હોય એમાં નવાઇ નથી.

ધનમૂર્ચ્છાથી એકેન્દ્રિય અવતાર :—

બોલો, તમને તમારા ચેતન આત્માની ઓળખ છે? જડ કરતાં એની જુદાઈ શાના ઉપર? જડને જ્ઞાનસંપત્તિ નથી આત્માને જ્ઞાનસંપત્તિ છે એટલા જ માટે ને? આત્માનું સ્વરૂપ જ જ્ઞાનસંપત્તિ પણ કર્મથી એ આવૃત છે, માટે પ્રગટ

દેખાતી નથી. તો એ પ્રગટ કરવા માટેની ધગશ કેટલી છે? ધગશ છે, અર્થ અને કામની! જ્ઞાનની નહિ; કેમકે માન્યું છે કે 'જ્ઞાન વિના ચાલે, પણ પૈસા વિના નહિ.' કેમ બરાબર ને? પરંતુ તમને ખબર નથી કે આ માથે મિથ્યાજ્ઞાન ચડી બેઠું છે એનો પ્રતાપ છે; ને એમાં જ તણાયા, અહીં તો હજી પાંચ ઇન્દ્રિયોથી થતું જ્ઞાન પ્રગટ રહ્યું છે, પણ અર્થકામના ગાઢ રાગ, ગાઢ મૂર્ચ્છાના લીધે જરૂર પડયે જો મૂર્ચ્છામય એકેન્દ્રિય નિગોદનો અવતાર મળ્યો તો બાકીની ચાર ઇન્દ્રિયોથી થતું જ્ઞાન પણ જપ્ત થઈ જશે! અને એકમાત્ર સ્પર્શનેન્દ્રિયની જ ચેતના પ્રગટ મળશે! આ કારમી અર્થકામની મૂર્ચ્છાથી બચવું હોય તો જૈનશાસ્ત્રોનું આલંબન કરી જ્ઞાનસંપત્તિ બને તેટલી વધુ મેળવવાનો રોજ અથાગ પુરૂષાર્થ કરતા રહો.

મિથ્યાત્વનો કેફ :—

હરિભદ્ર પુરોહિત એકવાર કેટલાય પાઠકો અને બ્રહ્મચારીઓના પરિવાર સાથે સુખાસનમાં નગરમાર્ગે જઈ રહ્યા છે, ત્યાં સામેથી તોફાને ચઢેલો હાથી ભાળ્યો, ચમક્યા! માણસોને જનાવરોને એ હાથી ભગાડી રહ્યો છે! દુકાન—મકાનોના દરવાજા તોડી રહ્યો છે! એ કેઈક લોકોને ગભરાવી—રડાવી રહ્યો છે! અને કેઈકને મૃત્યુના ભયથી ધ્રુજાવી રહ્યો છે! આવા હાથીને જોતાં વિદ્વાન એવા પણ હરિભદ્ર ગભરાયા! સુખાસનમાંથી ઝટ નીચે કુદી બાજુના જિનમંદિરમાં પેઠો. ત્યાં શ્રી વીતરાગ પ્રભુની પ્રશમરસ નીતરતી મૂર્તિ જોઈ. પણ આ જૈન મંદિરમાં ઘુસવાથી ગજરાજના ઝપાટામાંથી બચ્યા, એનો આભાર માનવાની તો વાત નહિ, પણ ઉપરથી મશ્કરીમાં એ વીતરાગની મૂર્તિ પરથી દેવાધિદેવ માટે હલકા શબ્દો બોલે છે શાથી? મિથ્યાત્વના લીધે દૃષ્ટિરાગથી શુદ્ધ દેવતત્ત્વનાં સ્વરૂપ

તરફ દૃષ્ટિ નથી:

માટે તો શાસ્ત્ર કહે છે ને કે,

'દૃષ્ટિરાગસ્તુ પાપીયન્ દુરુચ્છેદ સતામપિ!'

દૃષ્ટિરાગ કેમ વધુ પાપિષ્ઠ :—

અર્થાત્ રાગ ત્રણ પ્રકારના. કામરાગ, સ્નેહરાગ, અને દૃષ્ટિરાગ: આત્મા પરથી એ ત્રણેય ઊખેડી નાખવા જેવા; પરંતુ એમાં દૃષ્ટિરાગ બીજા બે રાગ કરતાં મોટા સત્પુરુષ સંતપુરુષ મનાતાને માટે પણ ઉખેડી નાખવો ઘણો મુશ્કેલ! એનું કારણ! આ, કે કામરાગ–સ્નેહરાગ એ દુન્યવી વિષય-અંગે હોઇ તેવો જોરદાર ઉપદેશ સાંભળી વૈરાગ્ય–ભાવના વધતાં નષ્ટ થવો સરળ છે; જ્યારે દૃષ્ટિરાગ એટલે તો અમુક મિથ્યાદર્શનનો દૃઢરાગ, અમુક મિથ્યાતત્ત્વનો દૃઢરાગ; મિથ્યા ધર્મનો દૃઢરાગ, દૃઢ અભિનિવેશ, એમાં મન માને છે કે, 'આ જ સાચું દર્શન, આ જ સાચું તત્ત્વ, ને આ જ સાચો ધર્મ; બાકી બીજાં બધાં દર્શન–તત્ત્વ–ધર્મ જુઠા.' આમ જ્યારે ધર્મ તરીકે એના પર રાગ કર્યો એટલે 'ધર્મ તો તારણહાર, માટે એ તો કોઈ પણ ભોગે ખોટો મનાય જ નહિ. અને બીજાં દર્શન–તત્ત્વ–ધર્મ એ તો જુઠા એટલે મિથ્યાદર્શનરૂપ મિથ્યા-ધર્મરૂપ યાને અધર્મરૂપ છે, તેથી એ ગમે તેટલાં તર્ક–યુક્તિ–દૃષ્ટાન્ત બતાવે, પણ એને સાચા ધર્મરૂપ મનાય જ નહિ' આ હોય છે દૃષ્ટિરાગની સ્થિતિ. એ શી રીતે ઉખડી શકે?

પંડિત અને વેદાન્તદર્શન :—

અમારે ત્યાં એક પંજાબના પંડિત ભણાવવા આવતા એ ન્યાયદર્શન ભણાવતા હતા, એમાં આત્મવાદ આવ્યો, ત્યાં વેદાન્ત દર્શનને માન્ય અદ્વૈત આત્માનું સ્વરૂપ ભણાવ્યું, પછી

એના પર ન્યાયદર્શન તરફથી એનું ખંડન આવ્યું તે ભણાવ્યું.

વેદાન્ત દર્શન જગત્‌ને એક શુદ્ધ નિર્ગુણ-નિર્ધર્મક અદ્વિતીય આત્મા યાને અદ્વૈત સ્વરૂપ જ માને, બાકી અનેક જીવાત્મા, અને પૃથ્વી પાણી વગેરે પંચભૂત વગેરે બધું ય મિથ્યા માને 'બ્રહ્મ સત્યં, જગન્મિથ્યા' એમ એ કહે છે. એની પાછળ દલીલ તરીકે મુખ્ય તો વેદશાસ્ત્ર આગળ કરે છે. વેદશાસ્ત્ર અદ્વૈત—અદ્વિતીય—એક શુદ્ધ આત્મમય જગત્ કહે છે. બીજી દલીલમાં, જેમ સ્વપ્નમાં બધું દેખાય પણ તે મિથ્યા હોય છે, એમ પ્રત્યક્ષ દૃશ્યમાન બધા ય પદાર્થ મિથ્યા છે, પારમાર્થિક સત્ નથી. દૃષ્ટાન્તમાં જેમ અનેક તળાવડામાં ચંદ્રના અનેક પ્રતિબિંબ દેખાય; પરંતુ તે બધા મિથ્યા, સાચો ચંદ્ર એક જ, જે આકાશમાં દેખાય છે તે. એમ અવિદ્યા અને માયાવશ શુદ્ધ બ્રહ્મમાં પ્રતિબિંબિત યાને કલ્પિત અનેક જીવાત્મા છે તથા અનેક બંગલા બગીચા ધનમાલ વિષયો વગેરે છે એ બધું જ મિથ્યા છે. સાચો એક શુદ્ધ આત્મા છે, શુદ્ધ બ્રહ્મ છે. જીવ જ્યારે અવિદ્યાને અટકાવી આ દેખાતું અનુભવાતું કશું સત્ નહિ, એમ ચિંતન—મનન— નિદિધ્યાસન કરતાં કરતાં 'સત્ માત્ર શુદ્ધ બ્રહ્મ' એવા નિર્ણય પર આવે, શુદ્ધ બ્રહ્મ—સાક્ષાત્કાર કરે, ત્યારપછી ક્રમશઃ જીવ શિવ બને છે, શુદ્ધ બ્રહ્મરૂપ બની જાય છે.

ન્યાયદર્શન દ્વારા વેદાન્ત—ખંડન :—

વેદાન્તદર્શનની દલીલો સામે ન્યાયદર્શન ખંડન કરતાં કહે છે 'આત્મા એકજ નહિ પણ અનંત છે. જો એક જ આત્મા હોય, તો એક પુત્ર ને બીજો પિતા, એક ગુરુને બીજો શિષ્ય, એક શુદ્ધ બ્રહ્મને સિદ્ધ કરનાર વાદી, બીજો એનું ખંડન કરનાર પ્રતિવાદી,... આમ ભેદ ન પડે. વળી જો બધું જ મિથ્યા

છે તો સાચી ચાંદી અને બીજું કલાઈનું ચાંદી જેવું દેખાતું પતરું યાને મિથ્યાચાંદી, એમ બે ભેદ ન પડે વળી જો મૂળ પાયામાં એક જ શુદ્ધ આત્મા જ સત્ છે, ને બીજું કશું સત્ નથી, બીજું બધું અસત્ જ છે, તો અસત્થી સત્માં કોઈ વિકાર કોઈ પરિણામ કોઈ વિવર્ત થઈ શકે નહિ. ફલત સંસાર જ અનુપપન્ન અઘટમાન બની જાય! જો અસત્ની અસર સત્ ઉપર થતી હોય તો તો આકાશકુસુમથી વાતાવરણ મઘમઘાયમાન થઈ જવું જોઈએ! અશ્વશૃંગથી પેટમાં કાણું પડી જવું જોઈએ! પણ એવું કશું થતું નથી. એ બતાવે છે અસત્થી કશું કાર્ય ન થઈ શકે, તો અસત્ માયા–અવિદ્યાથી બ્રહ્મ પર કશું કાર્ય કશી અસર કેમ જ થઈ શકે? એટલે વાસ્તવમાં બ્રહ્મ પણ સત્ છે, અને જીવાત્મા તથા જગત પણ સત્ છે.

પંડિતની વેદાન્તશ્રદ્ધા દૃષ્ટિરાગ :—

આમ ન્યાયદર્શન વેદાન્ત દર્શનનું તર્કપૂર્વક ખંડન કરે, એ પેલા પંડિતજી ભણાવે ખરા; પણ પોતાને વેદાન્તની શ્રદ્ધા એટલી બધી કે ભણાવ્યા પછી કહે 'દેખિયે મહારાજ! ઈસિસે ક્યા વેદાન્તકા ખંડન હો સકતા હૈ? ઐસે તો જગતમેં તર્કકી અપેક્ષા કુતર્ક બહુત હૈ, ઇસસે વેદશાસ્ત્ર–કથિત અદ્વૈત સત્યકા ખંડન કભી નહી હો સકતા!' આટલું બોલતાં બોલતાં તો પંડિતજીનું મોં લાલ લાલ થઈ જાય.

આ શું? દૃષ્ટિરાગ પોતાને વેદશાસ્ત્ર અને વેદાન્ત અદ્વૈતદર્શન પર શ્રદ્ધા બેસી ગઈ, અને તે પણ ધર્મ તરીકે, પછી સામે ગમે તેટલી યુક્તિ–તર્ક–દૃષ્ટાન્ત આવે તોય એની કિંમત નહિ ગણવાની, અને પોતે જે માન્યું તે જ પકડી રાખવાનું દૃષ્ટિરાગની આ સ્થિતિ હોય છે.

હરિભદ્ર દષ્ટિરાગમાં શું ભૂલ્યા ? —

હરિભદ્ર બ્રાહ્મણ પહેલાં આ દષ્ટિરાગમાં ફસેલા હતા એટલે વીતરાગની મૂર્તિ એ તો જૈનોના ઇષ્ટદેવની મૂર્તિ ને? તેથી ધરાર મૂર્તિ પર રાગ-દ્વેષ વગેરનાં કોઇ ચિન્હ નથી છતાં એ નહિ જોયું, અને મૂર્તિનું તગડાપણું જોયું, ને એના પર મશ્કરીમાં દેવની મિષ્ટાન્ન ખાનાર તરીકે સ્તુતિ કર છે!

વીતરાગની મશ્કરી :—

હરિભદ્ર બ્રાહ્મણ તો ગુમાનમાં છે, મૂર્તિ તરફ જોઇ મશ્કરીમાં કહે છે કે

'વપુરેવ તવાऽऽચષ્ટે સ્પષ્ટ મિષ્ટાન્ન-ભોજિતામ્।
નહિ કોટરસંસ્થેऽગ્નૌ તરુર્ભવતિ શાડ્વલ:

'તારૂં શરીર જ સ્પષ્ટ કહે છે કે તું મિઠાઈ ખાનારો છે;' એટલે? ભગવાનને એ કહે છે કે, 'તમારૂં શરીર એવું હૃષ્ટ પુષ્ટ છે, ચકચકતું છે, કે લાગે છે કે તમે રોજ મિઠાઈ ખાતા હશો. મીઠાં ભોજન વિના લુખ્ખા ભોજનથી કે તપસ્યાથી આવાં રંગીલાં શરીર હોય નહિ.' એમાં એ દૃષ્ટાંત આપે છે કે, 'વૃક્ષમાં અગ્નિ હોય તો વૃક્ષ લીલાંછમ હોય નહિ. એમ જો સુક્કા લુખ્ખા ભોજન હોય તો માનવું જ પડે કે, શરીર લીલુંછમ તાજું-તગડું હોય નહિ.'

શું કહે છે વીતરાગ દેવ માટે? 'તમે લાડુ-મિઠાઈ ખાનારા છો, તેથી તમારી હૃષ્ટ -પુષ્ટ કાયા છે!'

જુઓ વિદ્વત્તાનું અભિમાન અને મિથ્યામાર્ગનો અભિનિવેશ આત્માને કેટલો બધો નીચી હદે લઈ જાય છે કે, વીતરાગ પરમાત્માની પણ મશ્કરી કરાવે છે! તમે પૂછશો કે,

પ્ર૦- પરંતુ એ ઇતર ધર્મી હોવાથી દેવને વીતરાગ ભગ-

વાન તરીકે ક્યાં ઓળખે છે?

ઉ૦– અહીં વિચારવા જેવું છે કે, જ્યારે મૂર્તિને લષ્ટ-પુષ્ટ તરીકે જો એ જોઈ શકે છે, તો મૂર્તિ પર રૌદ્ર આંખ, શસ્ત્ર–ગ્રહણ, સ્ત્રી–સંબંધ, વગેરે નથી એ શું પુરોહિત નથી દેખી શકતો? તેથી ઈતર દેવોની મૂર્તિ પર એ હોવાથી એમનામાં સરાગિતા હોય, અને આ જિનેન્દ્ર–મૂર્તિ પર એ કશું જ ન હોવાથી વીતરાગતા હોય એ શું ન સમજી શકે?

પરંતુ વાત એ છે કે, અભિમાન અને મિથ્યાત્વનો અંધાપો એ જોવા જ ન દે, એ તો એવું જ દેખાડે કે જેથી મિથ્યાત્વ અને અભિમાનની પુષ્ટિ થાય.

સંસારની આ દુર્દશા છે કે, તમે જેવા અશુભ ભાવમાં રમતા હો, પછી કોઈ પદાર્થ કે પ્રસંગ એ ભાવની દૃષ્ટિથી જોવાય છે, એ ભાવથી નવાજાય છે, અને પરિણામે એ મલિન ભાવની પુષ્ટિ થાય છે.

દા. ત. મનમાં દ્વેષ ને ગુસ્સાનો ભાવ છે અને સામે અનિષ્ટ વસ્તુ આવી યા અનિષ્ટ પ્રસંગ બન્યો, તો ત્યાં એને પેલી દ્વેષના ભાવની દૃષ્ટિથી નિહાળવાનું થાય છે, અને એમાં આંતરિક દ્વેષ–ગુસ્સાનો ભાવ વધી જાય છે, પુષ્ટ થાય છે... માટે તો કહે છે ને કે 'નબળો માટી બૈયર પર શૂરો,'... આમાં શું કહેવું છે? આ જ, કે દા ત. શેઠે નોકરને ધમધમાવ્યો એટલે નોકરને દિલમાં દ્વેષ–ગુસ્સાનો ભાવ ઊભો થાય છે. પછી એ ઘરે ગયો ત્યાં હવે એ દ્વેષની દૃષ્ટિ સાથે છે, એટલે એ દ્વેષ–દૃષ્ટિથી પત્નીનો કશો ગુનો નહિ કે મામુલી ગુનો હોવા છતાં એના એક નાના બોલ કે વર્તાવ પર પેલો ધમધમાટ કરશે! અને એમાં દ્વેષના ભાવને પુષ્ટ કરશે! એમાં વધારો કરશે! એથી ઉલટું,

શુભ ભાવની દૃષ્ટિથી જોતાં શુભ ભાવ પુષ્ટ થાય

જો હૃદયના ભાવ સારા મૈત્રી, કરુણા, યા ગુણાનુરાગ વગેરેના હશે, તો દુન્યવી અણગમતા પ્રસંગને એ ભાવની દૃષ્ટિથી જોશે, અને એમાં એ શુભ ભાવને પુષ્ટ કરશે

દા. ત. નોકરના હાથે કાંક બગડયું ત્યાં જો શેઠને મૈત્રીના ભાવ હૈયે રમે છે, તો નોકરના એ કાર્યને મૈત્રીભાવની દૃષ્ટિથી જોશે, પછી એને સહાનુભૂતિ દેખાડશે, કહેશે 'ચિંતા ન કરીશ. એમ તો મારા હાથે ય બગડે' અને એમાં પાછો મૈત્રીભાવ વધારશે

હરિભદ્ર પુરોહિતને આવું બન્યું છે દિલમાં મિથ્યાત્વ હતું એટલે જૈન ધર્મ પર દ્વેષ છે, આથી વિદ્વત્તાનું અભિમાન છે, એટલે જિનેન્દ્ર મૂર્તિને એ મિથ્યાત્વ– અહંકારના ભાવની દૃષ્ટિથી જુએ છે. તેથી મૂર્તિ પર રાગ–દ્વેષના કોઈ ચિન્હ નથી એ એનાથી નથી દેખાતું પણ મૂર્તિનું તગડાપણું દેખે છે! તેથી મશ્કરી કરીને પોતાના અભિમાન અને મિથ્યાત્વને પુષ્ટ કરે છે.

આ પરથી બહુ બોધ લેવા જેવો છે કે, હૈયામાં તેવા વધુ પડતા અસત્ રાગ, વધુ પડતા દ્વેષ, મદ, ઈર્ષ્યા, કામ–ક્રોધ–લોભ વગેરે દુષ્ટ ભાવોને સ્થાન જ નહિ આપવાનું; નહિતર એ એકેકની પાછળ તેવી તેવી દૃષ્ટિ બની જવાથી બીજા પ્રસંગોને એ દૃષ્ટિએ મૂલવવાનું થશે, ને તેથી એ દુષ્ટ-ભાવો પુષ્ટ થશે...

દા. ત. મનમાં અભિમાન રહ્યાથી પછી ગુરુ કાંઈક સારું ય કહેશે તો પણ પેલી અભિમાનની દૃષ્ટિથી જોવાનું ઊભું થશે!

અભિમાનની દૃષ્ટિએ બાપ પર ઘા —

સમરાદિત્યનો જીવ બીજા ભવે સિંહરાજા વૈરાગ્ય પામી પુત્ર આનંદને રાજ્યગાદીએ બેસાડવા બોલાવે છે; ત્યારે પુત્ર

અભિમાનનો ભરેલો છે તે બાપના આ વચનને અભિમાનની દૃષ્ટિથી જોઈ વિચારે છે! 'શું હું આમ દયાદાનથી રાજ્ય લઉં?' એમ વિચારીને બાપ પાસે જતો તો નથી, પણ અભિમાન વધ્યું તે, બાપ પોતે સામે ચાલી એને સમજાવવા માટે આવ્યા, તો બાપના શરીર પર એ તલવારનો ઘા ઝીંકી દે છે! અભિમાનના દુષ્ટભાવની દૃષ્ટિ બાપના સહર્ષ રાજ્ય પ્રદાન પર ઊતરી તે એને દયાદાન સમજે છે!...

એમ, જો અતિ કામવાસનાનો દુષ્ટભાવ દિલમાં આવ્યો, તો સુશીલ સતીસ્ત્રીનાં દર્શનને પણ એ દૃષ્ટિથી મૂલવશે. પરિણામ? એ સ્ત્રીની સુશીલતા, પવિત્રતાની અનુમોદના કરવાને બદલે એની આંખ વગેરે અંગોપાંગ પર મોહિત થશે, ને એમ કરવાથી વાસનાને વધુ પુષ્ટ કરશે...એમ વધુ પડતા લોભ–મમત્વ–આસક્તિના દુષ્ટભાવ હૃદયમાં જામી પડ્યા, તો પછી દુનિયામાં કાંઇ પણ દેખાશે ત્યાં એની જ દૃષ્ટિથી જોવાનું કરશે.

અહીંનો એક દોષ પરલોકે બીજા દોષોને ઉત્તેજે છે! :—

આત્માના દોષોનું કામ ભૂંડું છે. એક ઠેકાણે કોઈ દોષ જામી પડ્યો, તો અવસરે એના સંસારમાં બીજે ઠેકાણે પણ એ બીજા દોષોને ઉત્તેજિત કરશે! દા. ત રાત્રિભોજન મજેથી ક. છે ત્યાં એના પર આસક્તિદોષ લાગી ગયો હવે એના પર બીજા દોષમા

"તિંહા રાત્રિભોજન કરતાં થકા રે લો,
માંજર ઘુવડ અવતાર જો;"

એ હિસાબે જો બિલાડીનો અવતાર મળ્યો તો એ રાત્રિભોજનનો આસક્તિ–દોષ ત્યાં રાત્રે શું, કે દિવસે, ઉંદર વગેર પંચેન્દ્રિય જીવતા જીવોનાં ભક્ષણ પર પહોંચી જાય છે. એક

જ હિસાબ કે મનુષ્યભવે આસક્તિ–દોષ પોષ્યો છે તો હવે આસક્તિની દૃષ્ટિએ જોવાનું બને છે, પછી વિષય ગમે તે. મનુષ્ય જનમમાં રાત્રે માત્ર અન્નાહાર–શાકાહાર પર અતિ આસક્તિ–દોષ પોષ્યો હતો, પરંતુ હવે ગિરોલી–બિલાડીના અવતાર પોતાના શિકાર પર ભોજનની આસક્તિની દૃષ્ટિથી જોવાનું બને છે. અહીં વિષય ફરી ગયો અન્ન ને બદલે પંચેન્દ્રિય જીવતા જીવ આસક્તિના વિષય તરીકે આવ્યા, પરંતુ આસક્તિ–દોપ એનો એજ રહ્યો

ચંડકૌશિક થવામા કારણ : પુર્વે ઇજ્જત પર આસક્તિ અને જાત પર અભિમાન :—

ચંડકોશિયાના જીવ પૂર્વે સાધુને પોતાના માન–સ્વમાન–ઇજ્જત પર આસક્તિ રહી 'મેં દેડકી મારી એ કબૂલું તો મારી સારા સાધુ તરીકેની ઇજ્જત જાય,' એમ ઇજ્જત પર આસક્તિ રાખી નાના સાધુએ ૩–૩ વાર યાદ કરાવ્યું કે 'ગુરુ આગળ દેડકી કચડાયાની આલોચના–પ્રાયશ્ચિત કરો' છતાં એ ધ્યાન પર ન લેતાં એણે સાધુ પર ગુસ્સો કર્યો! તો પરિણામ કેવું? મરીને જ્યોતિષી દેવ થઈ તાપસ કુલપતિ થયો. ત્યાં તાપસ આશ્રમની ફળોથી લચબચતી વાડી મળી, એના પર તીવ્ર આસક્તિની દૃષ્ટિથી જોતો થયો. એના પર આસક્તિ એવી કે જો એમાંનાં ફળ કોઈક તાપસે પણ લઈને ખાધાં, તો એના પર ગુસ્સો કરી એને ડંડી ઠોકવાની વાત! આસક્તિની સાથે ગુસ્સાનો દોષ પણ લઈને આવ્યો છે ને? એમ આસક્તિ અને ગુસ્સાથી વારે વારે ઠોકતાં તાપસો આશ્રમ છોડી ચાલતા થઈ ગયા, તો એની આને પરવા નહિ, પરંતુ વાડીના ફળો પર આસક્તિ ઊભી રહી!

કે.પ્ર–આસક્તિ કેમ ભૂંડા? :—

સાધુ-જીવનમાં કયાં ફળ ઉપર આસક્તિ કરી હતી? ના, છતાં રાગ-આસક્તિ-ક્રોધ વગેરે દોષ એવા ભૂંડા છે કે એનું એક જ બાબત કે એક જ વિષય સાથે બંધારણ નથી, બંધન નથી. સંયોગ પલટાય તો એ જ ભવમાં અથવા બીજા ભવે બીજા વિષય પર એ દોષ પહોંચી જાય છે. સાધુ અવતારે સ્વમાન પરની આસક્તિ, એ તાપસ અવતારે વાડીના ફળો પર જામી પડી! પૂર્વે નાના સાધુ પરનો ગુસ્સો, અહીં તાપસો અને વાડીના ફળ તોડી ખાનારા કુમારો પર પહોંચી ગયો. એટલે દોષને વિષયનો નિયમ નથી કે એક જ વિષય પર એ લાગ્યો રહે, એ તો બીજા બીજા વિષય પર પણ પહોંચી જાય.

સ્વસ્ત્રીમાં સંતોષ કેમ? :—

માટે જ જ્ઞાનીઓ સદાચારી માણસોને સ્વસ્ત્રીમાં પણ અતિ આસક્તિ અતિ કામરાગ કરવાની મનાઈ કરે છે; કેમકે જો એમાં અતિ આસક્તિ કરી, તો કાલાન્તરે એ આસક્તિ પરસ્ત્રી ઉપર પણ ઊતરી જવા સંભવ છે.

અતિ આસક્તિને એક જ વિષયનું બંધારણ નથી, વિષય બીજો આવ્યો, તો એના પર આસક્તિ જામી પડશે બહુ આસક્તિ રાખી એટલે આસક્તિની દૃષ્ટિ ઊભી થઇ પછી બીજા વિષયો પર પણ એજ દૃષ્ટિએ જોવાનું કરાય છે. આમ આત્માના આસક્તિ વગેરે દોષ ભૂંડા. એટલા જ માટે આ બુદ્ધિ-શક્તિવાળા માનવ અવતારે આ સાવધાની રાખવાની છે કે શું આસક્તિ કે શું અભિમાન, શું કામ કે શું ક્રોધ, શું લોભ કે શું માયા, એ ધર્મ સમજ્યા પછી અલબત્ હમણાં ને હમણાં નષ્ટ ન કરી શકયા, તો પણ એના પર પાકો અંકુશ રાખવો જોઇએ; જેથી એનો અતિરેક ન થઈ જાય, એ બેફામ

ન પ્રવર્તે. કહે છે ને કે

'અતિ સર્વત્ર વર્જયેત્' સર્વત્ર એટલે દોષમા, પણ ગુણમાં નહિ,

'સર્વત્ર' એટલે કે એકે એક દોષમાં 'અતિપણું' તજવું. આ સૂત્ર ગુણમાં ને ધર્મમાં નહિ લગાવવાનું. સદ્ગુણ કે ધર્મ તો જેટલો વધારીએ એટલો સારો. પછી એ અતિ થાય તો ય સારો. દયા ક્ષમા બહુ વધારતા આવડે છે તો વધારો. એમાં નુકસાન નથી. મહાવીર ભગવાને દયા વધારી દીધી તો પાપિષ્ઠ સંગમ દેવતા પર પણ એમને દયાના આંસુ આવ્યા! ક્ષમા વધારી દીધી, તો વારે વારે ડંસ મારનાર ચંડકોશિયા પર પણ અતિશય ક્ષમા લાવ્યા! તે ડંસથી પોતાના પગની ચામડી ફાટી, સફેદ દૂધ જેવું લોહી નીકળ્યું, છતાં ક્ષમાથી ત્યાં જ ઊભા રહ્યા! શું આ અતિદયા–અતિક્ષમા પ્રભુએ કરી તે ખોટી? ના, પ્રભુના ગુણને ખોટા કહેવાય નહિ. આપણી મૂઢતાથી આપણને લાગે કે 'આવા દુષ્ટ સંગમ–ચંડકોશિયા–ગોવાળિયા પર છતી શક્તિએ આટલી બધી અતિશય દયા અને ક્ષમા ખોટી,' પરંતુ એમ માનવું એ મૂઢતા છે. ગુણ અને ધર્મમાં તો શક્તિ હોય તો એને ખૂબ વધારો, ખૂબ વધારો. ત્યાં 'અતિ સર્વત્ર વર્જયેત્' સૂત્ર નહિ લગાડવાનું. કોઈ વધારે ધર્મ કરે ત્યાં આ સૂત્ર લગાડવાની મૂર્ખાઈ ન કરતા. એ સૂત્ર તો આત્માના વિવિધ દોષ અંગે લગાડવાનું; અને એ લગાડીને જીવ માં કામ–ક્રોધ–લોભ–મદ–માયા–આસક્તિ વગેરે એકેક દોષ પર અંકુશ રાખવાનો, અને એને અતિરેકમાં નહિ જવા દેવાનો: નહિતર અતિશય સેવેલ એ કામ વગેરે એકેક દોષ પછીથી ગમે તે ગમે તે વિષય પર પહોંચી જશે.

અતિ સેવેલો દોષ પછીથી બીજા વિષય પર પણ પહોંચી જાય છે

રુકમી રાજાપણામાંથી સાધ્વી થઈ અને ગુરુ સાથે અતિશય માયા રમી, તો પછી લાખભવ સ્ત્રીના અવતારમાં જેની તેની સાથે માયા રમતી થઈ ગઈ. અહીં સમજવાળા અક્કલવાળા માનવ અવતારે કોઈ દોષ ઊભો કર્યો, અતિશય એ દોષ સેવ્યો, એટલે એની દૃષ્ટિ ઊભી થઇ જાય છે. પછી ગમે તે વિષય સામે આવો પણ એ દોષની દૃષ્ટિ ઊભી થઇ જવાથી એ દૃષ્ટિથી જ જોવાનું થાય છે.

હરિભદ્ર પુરોહિતને મિથ્યાત્વ અને અભિમાન નડે છે તેથી વીતરાગ ભગવાનની મૂર્તિ જોવા મળી તો મૂર્તિ પરનાં વીતરાગતાનાં ચિન્હ જોવા તરફ દૃષ્ટિ ન ગઈ! અને મિથ્યાત્વ અને અહંકારની દૃષ્ટિથી મૂર્તિની અર્થાત દેવના શરીરની લષ્ટ-પુષ્ટતાને જોવાનું કર્યું! અને વીતરાગની મશ્કરી કરવાનું કર્યું કે 'દેવ! તમે તો માલપાણી ઉડાવતા લાગો છો!'

કેવી કમનસીબી! આલંબન ઊંચામા ઊંચું મળે છતાં દૃષ્ટિ મલિન હોય તો મલિન દૃષ્ટિથી એને ખરાબ રીતે મૂલવવાનું થાય છે.

વીતરાગને વિષયદાતા તરીકે મૂલવાય? :—

પુરોહિતને દૃષ્ટિ મિથ્યાત્વ અને અહંકારની, તેથી ઊંચામાં ઊંચા વીતરાગદેવને પણ મશ્કરીના પાત્ર બનાવવાનું કર્યું! તમે વીતરાગની મશ્કરી તો નથી કરતા, પરંતુ જો દૃષ્ટિ વિષયાસક્તિની, તો વીતરાગને પણ વિષયદાતા તરીકે મૂલવવાનું કરો ને? 'વીતરાગ પ્રભુની પૂજા ભક્તિ કરું, ને પ્રભુ મને બે પૈસે સુખી રાખે, સારી પત્ની આપે, છોકરા આપે,'...આવી આવી આકાંક્ષા રહે ને?

કેવી દુર્દશા! આલંબન તો એવા વીતરાગ પ્રભુનું મળ્યું કે જે આત્માના જુગજુના જટિલ રાગદ્વેષ-મોહ-આસક્તિ

અને કષાયોના દોષોને નામશેષ કરી આપે! પણ નાદાન મૂઢ જીવ વીતરાગને એ રીતે ભજવાને બદલે વિષયાસક્તિની દૃષ્ટિથી વિષયદાતા તરીકે ભજે છે! એટલે જ વીતરાગને ભજવા છતાં પોતાની પત્ની કે પુત્ર જો વૈરાગ્યની વાત કરે છે, જો ચારિત્ર લેવાની વાત કરે છે, તો એના પર દ્વેષ–ગુસ્સો થાય છે!

વીતરાગને ભજનારો વીતરાગના માર્ગે જવા ઈચ્છનાર પર દ્વેષ કરે?

પરંતુ પોતે વીતરાગને વૈરાગ્યદાતાની દૃષ્ટિથી ને વીતરાગ બનાવનારની દૃષ્ટિએ ભજતો જ નથી, વીતરાગને વિષયદાતા તરીકે ભજે છે તેથી વિરાગી પુત્ર પર દ્વેષ કરે છે

'પ્રભુ મને વિષયો સારા અપાવે' એવી માત્ર વિષયાસક્તિની દૃષ્ટિથી વીતરાગને ભજે છે, એટલે નથી તો પોતાને વીતરાગના માર્ગે જવાની ને વૈરાગ્ય પામવાની તમન્ના, કે નથી બીજાના વૈરાગ્યને સહન કરવાની તૈયારી.

હરિભદ્ર પુરોહિતની મિથ્યાત્વ અને અહંકારની દૃષ્ટિ, વીતરાગની મૂર્તિ પરના વીતરાગતાના ચિન્હ સ્પષ્ટ દેખાવા છતાં, એ જોવા તરફ આંખ મિચામણાં કરાવે છે, અને લષ્ટ પુષ્ટતા જોવા તરફ ડોળા પહોળા કરાવી વીતરાગની મશ્કરી કરાવે છે!

સંઘસભામાં બહાદુરો બૈરી આગળ? :—

પુરોહિતે અહીં તો અભિમાનની બહાદુરી દેખાડી, પરંતુ એ જોવું ભૂલી ગયા કે 'બહારમાં વિફરેલા તોફાની હાથી સામે કેવા ગભરાઈ જઇ દીન બનીને પોતાને અનિષ્ટ પણ જૈન મંદિરમાં ઘુસી જવું પડયું હતું!' આ સંસારમાં આવું જ છે આજે સંઘની જનરલ સભાઓમાં દેખાય છે ને કે જે માણસો

ઘરવાળી આગળ ને શેઠ આગળ ગરીબ ગાય જેવા હોય છે, એ સંઘસભામાં બહુ રોફથી ને જોરશોરથી બોલતા હોય છે. કારણ? એમ સમજી બેઠા હોય છે કે 'ધર્મખાતું એટલે જાણે બોડી બ્રાહ્મણીનું ખેતર! અહીં ગમે તેટલો રોફ મારો, પાવર ચલાવો, કોઈની તાકાત નથી, આપણને રોકી શકે.' પરંતુ ધ્યાનમાં રાખવાનું છે કે

ધર્મસ્થાન અને ધર્મક્ષેત્રની રખેવાળ કર્મસત્તા છે.

તમે ધર્મસ્થાન એટલે કે દેવગુરુ મંદિર–ઉપાશ્રય–શાસ્ત્ર, ને ધર્મક્ષેત્ર એટલે કે રત્નત્રયી, દાન–શીલ...દયાદિ ધર્મક્રિયાઓ, ધર્મસાધનાઓ, એ બધા પર હૈયે અનન્ય શ્રદ્ધા બહુમાન રાખી એમની આશાતના ટાળી, વિધિસર એમને સેવો, તો કર્મસત્તા મોટાં અનુત્તર વિમાનમાં જન્મ સુધીના ઇનામ આપે છે! ને જો એનાથી ઉલ્ટી રીતે ચાલ્યા તો મોટી નરક–નિગોદ સુધીની સજા કરે છે! માટે ભૂલેચૂકે ધર્મસ્થાન અને ધર્મક્ષેત્રને નધણિયાતા સમજતા નહિ.

શાસ્ત્રો ગુરુને આગની ઉપમા આપે છે!

આગ સાથે ડહાપણથી વર્તો તો ઠંડી ઉરાડે, ને રસોઈ પકાવી આપે. પરંતુ એની સાથે ચેડાં કરો, એમાં હાથ ઘાલો, તો એ બાળી નાખે! એમ ગુરુ સાથે વિનય–બહુમાન–આમ્નાયથી વર્તો તો સારું આત્મહિત પામી જાઓ; પણ જો અવિનય–ઉદ્ધતાઈથી વર્તવારૂપે એમની સામે ચેડા કરો, તો હિત પામવાનું તો દૂર, કિન્તુ કર્મસત્તા દીર્ઘ દુર્ગતિઓની જેલમાં જ પૂરી દે! આ ગોખી રાખો,–

'દેવાધિદેવ અને ગુરુની અવગણના–અવિનય–અનાદરથી દીર્ઘ દુર્ગતિઓની જેલોમા પુરઈ જવુ પડે છે.

આ જેલો કેવી? અહીંની જેલમાંથી હજી વહેલું છુટવાનું બને, છુટયા પછી સારું કરવાની તક પણ મળે, પરંતુ દુર્ગતિઓની જેલમાંથી કોઈ વહેલું છોડાવનાર નથી; તેમ ત્યાં કોઇ સારું સુકૃત કરવાની તક પણ નથી.

એટલા જ માટે દેવાધિદેવની ભક્તિ તો અવશ્ય કરવાની, પરંતુ સાથે સાથે લેશ પણ આશાતના અવગણના ન થાય એની જાગૃતિ રાખવાની; અને ગુરુની સાધુની પણ વિચારથી ય લેશમાત્ર અવગણના–અનાદર–આશાતના ન થાય એ ખાસ જોતા રહેવાનું. એવું જ દેવાધિદેવ અને ધર્મ પ્રત્યે લેશ પણ સૂગ ન કરાય.

જુઓ અહીં આ પ્રસંગથી એક બહુ મહત્ત્વની વાત સમજી લેવા જેવી છે,– દેવાધિદેવ પ્રત્યે કે ગુરુ–સાધુ પ્રત્યે યા દાનાદિ, અહિંસાદિ, કે ક્ષમાદિ ધર્મ, અથવા જિનભક્તિ–સાધુ સેવાદિ કોઈ પણ એક ધર્મની પ્રત્યે સૂગ–અભાવ–અવગણના સેવાય તો એનાથી દુર્લભબોધિપણાનું કર્મ ઊભું થાય છે, અને એ કર્મ ભવાંતરે ધર્મ દુર્લભ કરી દે છે. તે ત્યાં સારામાં સારા ધર્મ–પ્રાપક સંયોગો માલ્યા હોય તો ય દિલને ધર્મ રુચવા જ ન દે, એ પણ સમજી રાખવાનું છે કે

દેવ–ગુરુ–ધર્મની આ સૂગ–અવગણના–અભાવ ભલે નાના સ્વરૂપમાં ય હોય તો ય તે જીવને દુર્લભબોધિ બનાવે છે.

મેતારજ કેમ દુર્લભબોધિ? :—

આનો જ્વલંત દાખલો મેતારજ મુનિનો છે. પૂર્વભવે એમણે ગુરુ પર સહેજ અભાવ કરી દુર્લભ–બોધિપણાનું કર્મ બાંધેલું, તે હવે અહીં જુઓ કેવા બેહાલ કરે છે! મેતારજ મોટા શેઠના દીકરા બની બેઠેલા, અને પોતે જ પૂર્વના દેવભવમાં જ્ઞાનીના વચનથી પોતાનું દુર્લભબોધિપણું (અર્થાત્

ધર્મ જલ્દી નહિ પામવાપણું) જાણીને મિત્ર-દેવતાને આગ્રહથી કબૂલ કરાવી આવેલા કે 'એ દેવતાએ એમને અહીં પ્રતિબોધ કરવા આવવાનું અને ગમે તે ઉપાય કરીને પ્રતિબોધ કરવાનો.' આ કબૂલાતની રૂએ દેવતા પ્રતિબોધ કરવા આવ્યો ય ખરો, ઓળખ આપી પૂર્વનું બધું યાદ પણ કરાવ્યું, ને સંસાર છોડવા કહ્યું, 'મેતારજે પોતે જ દેવલોકમાં એ પોતાના સંસાર-ત્યાગનો કોલ માગી લીધેલો' વગેરે ખૂબ સમજાવ્યું, છતાં મેતારજને કેમે ય બોધ લાગ્યો નહિ! હવે ડંડા મારવા જેવો ઉપાય પણ દેવતાએ કર્યો, છતાં ન બુઝયા!

મેતારજને દેવતાનો ડંડો :—

મેતારજ આઠ નગરશેઠિયાની કન્યાઓને પરણવા દેવતાની ના છતાં વરઘોડે નીકળ્યા છે. ત્યાં દેવતાએ એનો બજાર વચ્ચે મોટો ફજેતો કર્યો! મેતારજ નીચગોત્ર કર્મના ઉદયે જે ભંગણીના પેટમા આવેલા, એ ભંગણીનાં શરીરમાં પ્રવેશ કર્યો, પછી એ ભંગણી ધુણતી ધુણતી બજાર વચ્ચે વરઘોડામાં ઘુસીને ઘોડા પર બેઠેલા મેતારજના લટકતા પગને પકડી બોલી 'પિટયા! મારા પેટના! તારે વાણિયાની દીકરીઓ અભડાવવી છે? ઉતર હેઠો! બસ, ત્યાં હો-હા થઈ વરઘોડો વિખરાઇ ગયો...શેઠિયાઓ સમજ્યા કે 'શેઠાણીને તો મરેલા છોકરા જ જનમતા હતા તેથી નક્કી આ ભંગણીનો દીકરો જ પોતાના તરીકે રાખી લીધેલો! એમ કરી શેઠિયાઓ પોતાની કન્યાઓને લઈને લગ્ન બંધ રાખી ઘરે બેસી ગયા! મેતારજ વીલું મોં કરી ઘરના ખૂણે લમણે હાથ દઇ બેસી ગયો. દેવતાએ મેતારજને દીક્ષા લેવરાવવા આ ડંડા મારવા કરતાંય કેટલી મોટી વિટંબણા કરી! છતાં પછી દેવતા આવી કહે,– 'કેમ પરણી લીધું? ચાલ ઊઠ, આમે ય ફજેત થયો છું ને હવે તને આ

શું, બીજી સામાન્ય કન્યાઓ ય મળે એવી નથી, તો ઊઠ દીક્ષા લઈ લે;' તો શું મેતારજ બૂઝયા? ના.

મેતારજ પૂર્વનું દુર્લભબોધિ કર્મ લઇને આવેલ, તે એને આટલું થવા છતાં ધર્મ શાનો સૂઝે? એ દેવતાને કહે છે

"તે આ બેઆબરૂ સ્થિતિમાં દીક્ષા લઉં? તો તો લોક મને ફિટકારે કે 'જોયું? બાયડી ન મળી એટલે બાવા થયા, લ્યો જુઓ બહુ સારો સાધુ! ભંગણીના દીકરા!"

દેવતા કહે 'તો બોલ, આબરૂ પાછી લાવી આપું, અરે વધારી સવાયી આબરૂ કરી આપું તો પછી તો દીક્ષા લઈશ ને?'

મેતારજ કહે 'એમ થાય તો જોઈશ.'

જુઓ, સવાયી આબરૂ થાય તો ય 'જોઈશ' એમ કહે છે, પણ 'દીક્ષા લઈશ' એમ નથી કહેતો. કેમ! દુર્લભબોધિ-પણાનું કર્મ એને દીક્ષાની રુચિ જ નથી થવા દેતું.

મેતારજ દુર્લભબોધિ કેમ થયેલા? :—

મેતારજ પૂર્વ ભવે પોતે પુરોહિતના પુત્ર, તે રાજપુત્રની સાથે મુનિઓની મશ્કરી કરતા હતા. એમાં રાજપુત્રના કાકા–મહારાજની મશ્કરી કરવા ગયા, તો મહારાજે પહેલેથી શરત કરી, અને શરતનો ભંગ થતા બંનેના સાંધામાંથી હાડકાં ઉતારી નાખી ચાલી ગયા. પછી રાજકુમારનો પિતા જે મુનિ-રાજનો પોતાનો નાનો ભાઈ ને પોતે ઉછેરીને રાજા બનાવેલો, એ માફી માગતો અને દયાની પ્રાર્થના કરતો આવ્યો, તો આવીને બંને છોકરાને સાધુ બનવાની શરતે હાડકાં ચડાવી આપ્યાં, ને સાધુ બનાવ્યા. આમાં મેતારજનો જીવ જે પુરો-હિત પુત્ર, એ બ્રાહ્મણપણામાંથી સાધુ થયેલા, તે એમને સાધુ થયા પછી મિથ્યા વૈદિકધર્મ કરતાં તો આ જૈન ચારિત્રધર્મ સારો લાખ ગુણો ચડિયાતો લાગેલો! એટલે ખુશી ખુશી થઇને

એવું સુંદર ચારિત્ર પાળ્યું કે પછી ત્રણ ભવમાં સંસારનો અંત આવી જાય.

આમ છતા દુર્લભબોધિ કેમ થયા?—

એટલા જ કારણે, કે એકવાર મનમાં આવી ગયું કે 'ગુરુ મહારાજે ચારિત્ર તો સુંદર આપ્યું પરંતુ આમ પરાણે આપ્યું એ ઠીક નહિ' આ વિચારમાં ગર્ભિતપણે ગુરુ પર એટલો અભાવ આવ્યો; એથી દુર્લભબોધિપણાનું કર્મ બાંધ્યું! આ કર્મ કેવું બંધુ કે જાણે કહે છે કે 'તમે ત્રીજા ભવે મોક્ષે જજો, પરંતુ ત્યાં પહેલાં દુર્લભબોધિ થજો.' પછી તો દેવતાએ કુનેહ કરી એજ આઠ કન્યા પરણાવી, વધારામાં રાજા શ્રેણિકની કન્યા પરણાવી સવાચી આમરૂવાળા કર્યા છતા બૂઝયા નહિ, ત ૨૪ વરસ સંસારલીલા ભોગવી પછી પેલું કર્મ ખપી ગયે બૂઝયા, ઊઠયા, ચારિત્ર લીધું, અને અંતે મોક્ષે ગયા.

દેવાધિદેવ, ગુરુ કે ધર્મ પર કયારેય અભાવ કરવા જેવો નથી, સૂગ–અવગણના કરવા જેવી નથી હરિભદ્ર બ્રાહ્મણને મિથ્યાત્વ છે, તેથી અત્યારે વીતરાગની મૂર્તિ જોઈ મશ્કરી કરવાનું કર છે કે 'તમે મિષ્ટાન ખાનારા છો તેથી લષ્ટ પુષ્ટ છો'

સાધ્વીજીની અમર ગાથા :—

જિનમંદિરમાં ગભરા છુપાયેલા હરિભદ્ર વિપ્ર પછી તો શેરીમાં છોકરા રમતાં જોઈ સમજ્યા, કે હાથી ગયો લાગે છે; એટલે નિર્ભય થઇ ઘેર પહોચ્યા પછીથી એકવાર એવું બન્યું કે રાજાનો મંત્રવિધિ પતાવી એ સાધ્વીજીના મુકામ પાસેથી પસાર થાય છે, ત્યાં સાધ્વીજીને આ ગાથા બોલતાં સાંભળે છે,–

"ચક્કીદુગં હરિપણગં પણગં ચક્કી ય કેસવો ચક્કી।
કેસવ ચક્કી કેસવ દુ ચક્કી કેસી ય ચક્કી ય ॥"

અહીં ૧૨ ચક્રવર્તી—૯ વાસુદેવનું ક્રમ :—

આનો અર્થ તો સહેલો છે, પણ જૈન પરિભાષા તેમને માહિત નથી, જૈન ઇતિહાસની ખબર નથી, તેથી મુંઝાય છે, આમાં અવસર્પિણીમાં બાર ચક્રવર્તી અને નવ વાસુદેવ (અર્ધ ચક્રવર્તી) થવાનો ક્રમ છે:– ૨ ચક્રવર્તી ૫ વાસુદેવ ૫ ચક્રવર્તી—વાસુદેવ—ચક્રી—વાસુદેવ—ચક્રી—વાસુદેવ, ૨ ચક્રી—વાસુ. અને ચક્રવર્તી, આ ક્રમે આ અવસર્પિણિમાં પહેલા બે ચક્રી ભરત અને સગર થયા. તથા છેલ્લો ચક્રી બ્રહ્મદત્ત થયો. અહીં શાંત સ્થિરચિત્તે ઘણો વિચાર કરવા છતાં હરિભદ્ર બ્રાહ્મણ આ સમજ્યા નહિ; તેથી એમને થયું કે 'આ શું ચક્કી ચક્કી કર છે?' હવે સમજ ન પડી એટલે ભારે મુશ્કેલી-બત! કોને? વિદ્યાના અર્થીને, 'લાવ પૂછું,' એમ કરી એ તો સાધ્વી પાસે જઈ વિનયથી કહે છે.

'માતા, આ 'ચક ચક' ચકચકિયા જેવું તમે બહુવાર બોલ્યા એ શું?' અહીં આપણને પ્રભાવક ચરિત્રમાંથી સાધ્વી-જીનો આ જવાબ મળે છે,–

પ્રભાવકચરિત્ર ગ્રંથના આધારે સાધ્વીજી કહે છે,–

'હે પુત્ર! સાંભળ, આ ભીના છાણે લીંપેલા જેવું નથી!'

વિપ્રનું મહાવિદ્વાન છતા કેવું નમ્રભાવે અને માતાના સંબોધન સાથે પૂછવાનું! અને સાધ્વીજીનો કેવો આ સરળ છતાં ચતુર ઉત્તર! કહેવું છે તો એ કે 'આ ચક્ર એટલે કુંભારનો ચાક નહિ,' પણ કહ્યું એમ કે 'આ ભીના છાણે લીંપેલું નહિ.' અર્થાત્ 'ભીના છાણનું તાજું લીંપેલું હોય એના પર જેવો ચકચકાટ—ચકચકિયું લાગે એ ચકચકિયું અહીં લેવાનું નથી.'

પુરોહિત વિદ્વાન છે ને? તરત સમજી ગયા કે સાધ્વીજી

એમ કહેવા માગે છે કે "આ 'ચક ચક' બોલાય છે એમાં કોઈ ભીના લીંપણુ અંગેની વાત નથી." એટલે સાધ્વીજીએ મને અજ્ઞાન ઠરાવ્યો કે, "ભલા આદમી! 'ચક્કી ચક્કી-ચક ચક' શબ્દને ભીનાં લીંપણનું ચકચકિયું સમજે છે? આ તો શાસ્ત્રીય શબ્દ કોઈ જુદા જ ગંભીર અર્થમાં છે, એટલું ય સમજતો નથી?" હરિભદ્ર પુરોહિત અર્થના અજ્ઞાનથી મુંઝાણા; એટલે વિનયથી પૂછે છે, 'ત્યારે હું એનો અર્થ સમજ્યો નહિ. આપ જ સમજાવો?'

સાધ્વીજી પોતાની મર્યાદા બતાવે છે :—

સાધ્વીજી પુરોહિતના વિનયભર્યા પ્રશ્ન ઉપર પોતાની મર્યાદા બતાવે છે. કહે છે,—'વત્સ! તું ભાગ્યશાળી છો, કે અર્થ સમજવા ઇચ્છો છો! પરંતુ અમને અભ્યાસ કરવાની ગુરુજીની અનુમતિ છે, પણ તમારા જેવા આગળ વિવેચન કરવાની આજ્ઞા નથી. એટલે ગાથાનો અર્થ તો ગુરુજી આપી શકે.' મહાવિદ્વાન અને વિશાળ સાધ્વીગણના નેતા આ સાધ્વીજીનો આ વાત્સલ્યભર્યો બોલ અને વિનય દેખી, 'અહો! આવા પણ આટલા બધા નિરભિમાની?' આ વિચારે હરિભદ્રના મદને ગાળી નાખ્યો! એ વાત્સલ્યભર્યા અને ગુરુ તરફ દૃષ્ટિ કરાવનારા બોલમાં કેવો ચમત્કાર હશે? એના મૂળમાં શું? આ જ એક દૃષ્ટિ, કે

પાત્રને પમાડવાનું કામ સમર્થનું. :—

પૂ. ગુરુદેવ આચાર્ય શ્રી વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ ગૃહસ્થપણે પ્રેમચંદભાઈ, પહેલીવાર સિદ્ધગિરિ ગયા નવી તીર્થયાત્રા તપસ્યાથી કરીએ તો સફળ થાય. એમણે અઠ્ઠાઈ કરીને યાત્રાઓ કરી, ભાવ વધી ગયા! 'અનંતાને મોક્ષે

પહોંચાડનાર સિદ્ધગિરિ મને મળ્યો!'

બોલો છો ને 'નિજ સાધ્ય સાધન શુર મુનિવર કોડિનંત એ ગિરિવર, મુક્તિ રમણી વર્યા રંગે.'

પ્રેમચંદભાઈને લાગ્યું કે "આવા અનંતાના તારણહાર મહાતીર્થને પામીને મારે ભટકવું નથી. સંસારવાસથી ભવમાં ભટકવાનું નીપજે. માટે મારે સંસારવાસ ન જોઈએ." એટલે પહોંચ્યા ત્યાં એક મુનિ પાસે,

કહે છે 'મારે દીક્ષા લેવી છે, મને દીક્ષા આપો.'

મુનિએ પાત્ર ઉત્તમ જોઈ કહ્યું 'ભાઈ! મારી પાસે દીક્ષા લઈને શું કરીશ? તું સારું ભણી શકે એવો છે, માટે, જા ઘોઘા જા, ત્યાં ઉપાધ્યાય વીરવિજયજી મહારાજ અને એમના વિદ્વાન શિષ્ય દાનવિજયજી મહારાજ છે. એમની પાસે દીક્ષા લે, તો સારી જ્ઞાન–સંપત્તિ પામીશ. એમાં તારું હિત છે." મુનિએ નિસ્પૃહતા રાખી પોતાનો શિષ્ય બનાવવાનો સ્વાર્થ જતો કરી આ પાત્રને સમર્થ સ્થાન ચીંધ્યું. એનાં, પછીથી અતિ અતિ અદ્ભુત અનેકાનેક ફળ આપણે જોઈએ છીએ કે પ્રેમચંદભાઈ ત્યાં ચારિત્ર પામીને ક્રમશઃ જિનાગમો–છેદશાસ્ત્રો–પ્રકરણશાસ્ત્રો–કમ્મપયડી વગેરેના ધુરંધર વિદ્વાન આચાર્ય થયા, અને ગુરુએ એમને સિદ્ધાન્ત મહોદધિની પદવી આપી તેમજ પોતે લગભગ ૩૦૦ શિષ્યોના ગુરુ બન્યા! આ બધાના મૂળમાં પેલા પાલીતાણાના મુનિની નિસ્પૃહતા કારણ બની.

હરિભદ્ર બ્રાહ્મણને પણ નિસ્પૃહ પ્રવર્તિની સાધ્વીજી મળ્યા. એમણે આમને પાત્ર જોઈ સમર્થ ગુરુ આચાર્ય શ્રી જિનભદ્રસૂરિજી પાસે જઈ અર્થ પૂછવા કહ્યું. હરિભદ્ર સાંજે ઘરે પહોંચ્યા રાતભર વડેરા સાધ્વીનો ગુરુ પ્રત્યે વિનય ને પોતાની પ્રત્યે વાત્સલ્ય સાધ્વીઓનાં પવિત્ર શાંત આશ્રમ અને પ્રશાંત આચારો

પર ચિંતન કરતા રહ્યા. શું ચિંતવતા હશે? આવું જ કાંઈક,–

હરિભદ્રનું સાધ્વી સમુદાય પર ચિંતન :—

બાઇઓ ચાર મળે તો કલબલ મચાવે, ત્યારે અહો! અહીં સંખ્યાબંધ આર્યાઓ ભેગી મળેલી છતાં કોઈ જ કલબલ નહિ, કોલાહલ નહિ! કેવી એ પવિત્ર જ્ઞાનધ્યાનના વ્યવસાયમાં લાગેલી! વળી મુખમુદ્રાએ કેવી શાંત અને પ્રશાંત! ખરેખર! જગતમાં એ જૈન ધર્મની જ બલિહારી છે કે જેમાં આર્યાઓ આવી શાંત, સૌમ્ય પવિત્ર અને જ્ઞાન–ચારિત્રમય જોવા મળે! ત્યારે, એ જૈનધર્મમાં એવું તે કેવું તત્ત્વજ્ઞાન ભર્યું હશે કે જેનો એક ઉચ્ચ અંશ આવી પ્રશાન્ત અને પવિત્ર આર્યા-સંસ્થા છે! ત્યારે બીજા ઉચ્ચ અંશોનું પૂછવું જ શું?'

વિદ્વાન હરિભદ્ર બ્રાહ્મણનું મિથ્યાત્વ કેવુંક ઓગળી રહ્યું છે! એ વિના જૈનધર્મની વસ્તુ પર આવું આકર્ષણ શાનું થાય?

આત્માનું મિથ્યાત્વ કેમ ઓગળે છે? :—

ધર્મનાં પ્રશસ્ત સ્થાનોની સાચી ઓળખ, સાચી કદર, મૂલ્યાંકન, અને ભારોભાર અનુમોદના કરવા પર મિથ્યાત્વ ઓગળવા માંડે છે. કારણ? મિથ્યાત્વ પોષાયું છે શાના પર? પાપનાં સ્થાનોની પાકી રાગભરી ઓળખ પર, પાકી કદર પર, અને પાકી અનુમોદના પર. દા. ત. પૈસા-એ પાપનું સ્થાન છે, જે જીવને એની આવી ઓળખ પાકી છે; કે "આ પૈસાથી સારા વિષયસુખો મળે, દુનિયામાં માન મળે, કુટુંબીઓ આપણા તરફ આકર્ષાયા રહે, એટલે પૈસા બહુ કામના. 'વસુ વિનાનો નર પશુ' એટલે જ એના પર બહુ રાગ છે. તેમજ એની કદર કેવી કે બધા કરતાં પૈસાને બહુ મહત્ત્વ આપે છે, પૈસાને બહુ કાળજીથી સાચવે છે, વારે વારે યાદ કરે છે. વળી પૈસા

મળ્યાના વારે વારે આનંદ માને છે, અનુમોદના કરે છે. એવું કામાંધ માણસ સ્ત્રીની બહુ કદર અને અનુમોદના કર્યા કરે છે. વિષયાંધ માણસ દુન્યવી વિષયોની બહુ-કદર અને અનુમોદના કર્યા કરે છે. આના પર મિથ્યાત્વ પોષાય છે. તે મિથ્યાત્વે.ય ગાઢ મિથ્યાત્વ.

જુઓ મમ્મણશેઠ કેમ સાતમી નરકે ગયો? આ ધનની બહુ કદર અને અનુમોદનામાં. એમ ત્રિપૃષ્ઠ વાસુદેવ અને બ્રહ્મદત્ત ચક્રવર્તી કેમ સાતમી નરકે ગયા? સ્ત્રીઓ અને રાજશાહી વિષયોની બહુ કિમત કરવામાં, એનો બહુ આનંદ માનવામાં ગાઢ મિથ્યાત્વ પોષીને ૭ મી નરકે ગયા. પાપના સ્થાનો પૈસા અને વિષયો બીજું શું દેખાડે? ગાઢ મિથ્યાત્વ ને નરકાદિ દુર્ગતિઓમાં દુઃખ જ દેખાડે. પૈસા અને વિષયોરૂપી પાપસ્થાનોથી મિથ્યાત્વ પોષાતું રહ્યું છે.

બસ, આની સામે ધર્મનાં સ્થાનોની ઓળખ કદર અને અનુમોદના એ મિથ્યાત્વને ઓગાળી નાખે એમાં નવાઈ નથી. દા. ત. દેવાધિદેવની અને ગુરુની ઓળખ થઇ કે,

આ તારણહાર છે, સ્વયં નિસ્પૃહી અને ધન તથા વિષયોના ત્યાગી, માટે જ આ દુઃખદ ભવભ્રમણથી મુક્ત બનેલા છે. એમને ભજીને જીવો પણ સંસારથી મુક્ત બનનારા થાય છે; કેમકે એમની જેમ ધન અને વિષયોના મહાપાપને છોડનારા બને છે. આમ ધર્મના સ્થાનભૂત દેવ-ગુરુની પાકી ઓળખ કરે, કદર કરે, એ મળ્યાનો બહુ આનંદ માને, એટલે સહેજે એમાં દિલને ધન-વિષયો પ્રત્યે અભાવ થયો. એ થાય એટલે મિથ્યાત્વ કેમ મોળું ન પડે? હરિભદ્ર બ્રાહ્મણને વીતરાગ દેવ અને જૈન ગુરુની હવે આ પાકી ઓળખ પડે છે, એની કદર થાય છે, એ પામ્યાનો આનંદ થાય છે, તેથી

એમનું મિથ્યાત્વ ઓગળી રહ્યું છે.

આ હિસાબ છે,- મિથ્યાત્વ ઓગાળવું હોય તો ધન-વિષયો-પરિવાર, ઘર, દુકાન, વેપાર, ખાનપાન, માન, સન્માન, વગેરેને મહત્ત્વ આપવાને બદલે દેવ-ગુરુ-ધર્મ-દયા-દાન-શીલ-તપ-અહિંસા ક્ષમા-સંયમ મંદિર-ઉપાશ્રય-તીર્થ વગેરેને મહત્ત્વ આપો, આની કદર કરો, આને ખૂબ યાદ કરો, આ મળ્યાનો ખૂબ આનંદ માનો, તો મિથ્યાત્વ ઓગળવા માંડશે, વળી એ દેવ-ગુરુ-ધર્મસેવા તથા દયા-દાનાદિનું આચરણ જીવનમાં મુખ્ય બનીને કરાતું રહેશે એથી ભવના ફેરા કપાતા રહેશે.

આર્યરક્ષિતને મિથ્યાત્વ કેમ ઓગળ્યું ? :—

આર્યરક્ષિત બ્રાહ્મણકુળમાં જન્મેલા, અને એ વખતે વિદ્યાના ધામભૂત પાટલીપુત્રમા જઈને એ કુળને માન્ય વિદ્યાઓ એટલે કે મિથ્યા ધર્મ ના શાસ્ત્રો ભણેલા. તેથી તો મિથ્યાત્વ કેટલું બધું ગાઢ થયું હોય? એમાં વળી વિદ્યાઓ ભણી મહા-પંડિત અને સમર્થ વાદી થઈ ઘરે પાછા ફરતાં રાજા પોતે એમનું સામૈયું કરાવે એટલે તો મિથ્યાત્વ કેવુંક વધારે ગાઢ થઇ જાય? છતાં એમની માતા જોજે કુળ આખામાં એકલીજ શ્રાવિકા હતી, એણે એમના એ ભણવામાં નારાજી બતાવી. આર્યરક્ષિત પૂછે,

'મા! હું ભણી આવ્યો એમાં આખું ગામ અને રાજા રાજી, ને તું રાજી નહિ?'

મા કહે 'હા, ગામ તારી માતા નથી. હું તારી માતા છું. તું પેટની વિદ્યા એટલે પાપની વિદ્યા ભણી આવ્યો એથી તો ભવના ફેરા વધવાના; એમાં શું શ્રાવિકા માતા રાજી થાય?'

'તો મા! હું શું ભણું તો તું રાજી થાય?'

'તું દૃષ્ટિવાદ ભણે તો રાજી થાઉં' 'દૃષ્ટિવાદ' એટલે દ્વાદશાંગી આગમમાં ૧૨મું અંગ, જેમાં એક વિભાગમાં ૧૪ પૂર્વ નામના મહાશાસ્ત્રો છે.'

આર્યરક્ષિત પૂછે,– 'કોણ ભણાવે?'

'તારા મામા મહારાજ છે બાજુના ગામમાં. એ તને ભણાવશે!'

'બસ, કાલે સવારે એમની પાસે ચાલ્યો જઈશ.'

'દૃષ્ટિવાદ' શબ્દ પર મુગ્ધ થયા, રાતભર એના ચિંતનમા રહ્યા. એમાં જિનાગમ, જૈન ધર્મ વગેરે પર આકર્ષણ ચાલ્યું. એક માતાના બોલ પર આ બધું, અને એમાં મિથ્યાત્વ ઓગળતું ચાલ્યું. વહેલી સવારે ઊઠીને ત્યાં પહોંચી ગયા, અને મામા મહારાજ કહે છે, 'આ તો સાધુને જ ભણાવાય,' તો ત્યાં જ સાધુ થઈ ગયા! આ ક્યારે બને? કહો માતાના વચન પર જૈન ધર્મ પર જૈન શાસ્ત્રો પર આકર્ષણ થઈ મિથ્યાત્વ ઓગળતું ચાલ્યું હોય, તો જ બને. એમાં સાધુપણું પામ્યા પછી તો ચારિત્રની ચર્યાઓ, એના પવિત્ર ઉદ્દેશ, એની સૂક્ષ્મતાઓ વગેરે જોતાં અને પાળતાં પાળતાં મિથ્યાત્વના ફુરચા ઊડી ગયા!

એવી રીતે વિદ્વાન હરિભદ્ર પુરોહિતને પણ સાધ્વીજીઓના આશ્રમ, મોટા સાધ્વીજીના વિનય વગેરે જોઇ મિથ્યાત્વ ઓગળતું ચાલ્યું. આના મૂળમાં કોણ મુખ્ય કારણ? કહો સાધ્વીજી યાકિની મહત્તરાએ એમને વિનયભાવે આચાર્ય મહારાજ પાસેથી અર્થ લેવાની ભલામણ કરી એ મુખ્ય કારણ.

સ્ત્રીજાતનું મહત્ત્વ :—

જુઓ વિદ્વાન બ્રાહ્મણ હરિભદ્રને આચાર્ય તરફ કોણે વાળ્યા? પછી આગળ વધતાં સંયમ પામ્યા, જિનાગમ પામ્યા,

આચાર્ય થયા, સમર્થ શાસ્ત્રકાર બન્યા!... એ બધાના મૂળમાં કોણ? કહો, 'પાત્રને પમાડવાનું કામ સમર્થનું' એવી દૃષ્ટિ રાખનાર સાધ્વીજી યાકીની મહત્તરા સાધ્વીજી એટલે એક બાઈ માણસ, એ શું આવું ઊંચું સર્જન કરી શકે? હા, શું ખબર નથી કે તીર્થંકરનું સર્જન કરનાર તીર્થંકરને પેટમાં પોષી જન્મ આપનાર માતા બાઈ માણસ જ હોય છે.

અકબર સમ્રાટને પમાડનાર ચંપાશ્રાવિકા :—

ક્રુર ઘાતકી અને નિર્દય મોગલ સમ્રાટ અકબર બાદશાહ જૈનાચાર્ય જગદ્‌ગુરુ શ્રી હીરસૂરિજી મહારાજ તરફ વળ્યો! અને સ્વયં દયાળુ બની પોતાના રાજ્યમાં છ મહિના સુધીની અહિંસા ફેલાવવા સુધી પહોંચ્યો! એના મૂળમાં કોણ? કહો, છ મહિનાના સળંગ ઉપવાસ કરનારી ચંપા શ્રાવિકા. એક બાઈ માણસ આવા દયાળુ મોટા સમ્રાટના સર્જનમાં નિમિત્ત બની!

શાસ્ત્રકારો પર જુઠો આરોપ —

એટલે જે આજના કેટલાકો જૈન શાસ્ત્રકારો પર આરોપ ચડાવે છે કે "જૈન શાસ્ત્રકારોએ સ્ત્રીજાતને અધમ ગણી પરતંત્ર ગુલામડી બનાવીને કચડી નાખી છે,"—એ કહેનારા કેટલા મૂઢ અને અબૂઝ છે, એ આ પરથી પરખાઈ જાય છે કે જૈન શાસ્ત્રકારોએ તો આ યાકિની મહત્તરા સાધ્વીજી, ચંપા શ્રાવિકા, ઉપરાંત સીતા, દમયંતી, સુલસા, ચંદનબાળા, રેવતી...વગેરે કેટલીય સ્ત્રીઓ અને સાધ્વીજીઓને કેટલું બધું ગૌરવ આપ્યું છે!! એ સ્ત્રીઓને કેવી જગત્પૂજ્ય બતાવી છે! સુશીલ સ્ત્રીઓને પતિ તથા સંતાનોને માર્ગમાં જોડનારી અને સુસંસ્કારી કરનારી બતાવી છે! સ્ત્રીઓનું આ ઓછું સન્માન કર્યું?

પોપટની જેમ સ્ત્રીના શીલની રક્ષા :—

માટે સ્ત્રીઓને અધમ ચીતર્યાનો આરોપ જુઠો છે. સ્ત્રીઓને પરાધીન બનાવવાનો આરોપ પણ સમજ વિનાનો છે; કેમકે પુરુષો સ્ત્રીઓના શીલના શિકારી છે. એમની સામે સુશીલ સ્ત્રીઓમાં શીલની રક્ષા માટે સ્ત્રીઓની મર્યાદાઓ બતાવી છે. એમાં સ્ત્રીજાતને પરાધીન બનાવી કચડી નાખી ન કહેવાય.

ઘરમાં પોપટ પાળ્યો હોય તો એને બિલાડી ફેંદી ન નાખે એ માટે પાંજરામાં રાખ્યો હોય ત્યાં 'પોપટને બિચારાને પરાધીન બનાવી કચડી નાખ્યો!' એમ નથી કહેવાતું, ઉલ્ટું એમ કહેવાય છે કે 'પોપટની સારી રક્ષા કરી.' એવી રીતે સ્ત્રીઓના શીલની રક્ષાર્થે મર્યાદા બતાવનાર શાસ્ત્રકારો સ્ત્રીને પરાધીન ગુલામડી બનાવી કચડી નાખનારા ન કહેવાય.

સ્ત્રીજાતને કચડી નાખ્યાના આરોપના મૂળમાં શું? :—

વાસ્તવમાં સ્ત્રીઓને કચડી નાખવાનો આરોપ કરનારા સ્ત્રીઓના શીલના શિકારી હોય છે, ને એમને સ્ત્રીઓના શીલનો શિકાર કરવાની આડે કોણ આવે છે? શાસ્ત્રે બાંધેલી સ્ત્રીઓની મર્યાદાઓ આડે આવે છે એ એમને ખૂંચે છે. જો એ મર્યાદાઓ ન હોય તો ભાઈ સાહેબને સ્ત્રીઓમાં શીલ લૂંટવાનું ફાવે; એટલે શીલની મર્યાદાઓ પર સ્ત્રીઓને કચડી નાખવા તરીકેનો આરોપ મૂકે છે. બાકી, ખરેખર તો જગતની કોઇ સુશીલ સારી સ્ત્રીઓ એવું માનતી નથી કે 'અમને શાસ્ત્રકારોએ અધમ ચિતરી પરાધીન બનાવી કચડી નાખી છે!' ઉલ્ટું એ તો એમ સમજે છે કે 'શાસ્ત્રકારોએ સ્ત્રી પુરુષની ભેદ-રેખા આંકી બન્ને માટે જે મર્યાદાઓ બતાવી છે તે સારું જ છે, જેથી પુરુષ-શિકારીઓના 'અમે ભોગ ન બનીએ' અસ્તુ.

જ્ઞાનીઓએ સ્ત્રીઓનું ગૌરવ કેવુ સાચવ્યું છે? :—

સ્ત્રીઓનો જગતના મોટા ફિરસ્તા સુધી સર્જવામાં મોટો ફાળો છે, ને એ રીતે શાસ્ત્રકારોએ એમનું મહાગૌરવ કર્યું છે. ખુદ હરિભદ્રસૂરિજી મહારાજ પોતે પોતાના દરેક શાસ્ત્રના અંતે લેખક તરીકે પોતાને યાકિની મહત્તરાસૂનુ અર્થાત્ સાધ્વીજી શ્રી યાકિની મહત્તરાના પુત્ર એવું વિશેષણ લગાડે છે. કેવા કૃતજ્ઞ!

'સાધ્વીજી તો એક બાઈ માણસ, એના માટે એને ધુરંધર વિદ્વત્તાભર્યા મહાન આચાર્યે પોતાના દરેક શાસ્ત્રમાં શું મહત્ત્વ આપવું હતું?' એવો વિચાર એમણે ન રાખ્યો! કેમ? કારણ આ જ કે સુયોગ્ય સ્ત્રીનું ગૌરવ કરવું જ જોઇએ એમ સમજતા હતા.

આર્યસંસ્કૃતિમાં પિતા સાથે માતાને પણ ત્રિકાળ નમસ્કારનું વિધાન શું સમજીને કરાયું હશે? એમાં શું સ્ત્રીનું ગૌરવ નથી કરાયું? રોજ પ્રભાતે મહા–સતીઓના નામ યાદ કરાય છે એ સ્ત્રીઓનું કેટલું મોટું ગૌરવ છે...! અને આ ગૌરવ એમ ને એમ નથી કરાયા; કિન્તુ સ્ત્રીઓના સત્ પરાક્રમ આત્મ–પરાક્રમ પર કરાયા છે. જુઓને ચંપાશ્રાવિકાના લગાતાર છ મહિનાના ઉપવાસ એ નાનુંશું પરાક્રમ છે? યાકિની મહત્તરા સાધ્વીજીએ આવા ધુરંધર વિદ્વાન અને રાજમાન્ય પુરોહિત હરિભદ્રને પોતાનો ભક્ત–શિષ્ય ન બનાવી લેતાં કે એની આગળ પોતાના માટે વાહવાહ ન ઊભી કરતાં એને આચાર્ય મહારાજ પાસે મોકલવો એ પણ કેવું વિશિષ્ટ પરાક્રમ છે! વાત આ છે,–

સામા પર ભારોભાર વાત્સલ્ય અને હિતબુદ્ધિ રાખી પોતાના સ્વાર્થ અને સન્માન જતા કરવા એમાં પણ મહાપરાક્રમ અને શુભ ભાવને મોટો અવકાશ છે.

સ્વાર્થ જતો કરી સામાને હિતમાર્ગ ચીંધવો એમાં ઓછું પરાક્રમ નથી.

સાધ્વીજીએ ગાથાનો અર્થ તો ન કહ્યો પરંતુ ગાથા જાણે ગંભીર અર્થવાળી છે એમ ચાનક લગાડી દીધી. કેમકે વિદ્વાન હરિભદ્રે જ્યારે પૂછ્યું કે 'આ ચક–ચક ચકચકિયું શું બોલ્યા?' ત્યારે સાધ્વીજીએ કહ્યું 'વત્સ! આ ભીના છાણે લીંપેલા જેવું નહિ' એ તારે સમજવું હોય તો અમારા આચાર્ય મહારાજ સમજાવશે'

પ્રબોન્ધકોશ' ના આધારે ચક–ચકનો અર્થ :—

સાધ્વીજીને હરિભદ્ર પુરોહિતના આ બહુ 'ચક ચક–ચકચકિયું'' શું કર્યું? એનો ઉત્તર સાધ્વીજીએ જે કર્યો તે પ્રભાવક ચરિત્રના આધારે વિચાર્યો. હવે 'પ્રબન્ધકોશ' ના આધારે સાધ્વીજીનો ઉત્તર વિચારીએ.

પુરોહિત વડેરા સાધ્વી યાકિની મહારાજને હાથ જોડી પૂછે છે,–"મા! આ તમે ગાથામાં બહુ 'ચક–ચક' કર્યું?"

''ભીનાં લીંપણનું ચક–ચક' નો અર્થ .—

સાધ્વીજી સમજી ગયા કે આને ગાથાનો અર્થ સમજાયો લાગતો નથી એટલે આમ, પૂછે છે; તેથી એમણે જવાબ આપ્યો 'જો ભાઇ! એ તો તાજું ભીનું લીંપણને? એટલે એમ ચકચક લાગે.' જુઓ, પ્રભાવક ચરિત્રમાં 'ભીના લીંપણ જેવું નહિ' કહ્યું હતું તો એનો ભાવ આપણે વિચારેલો. હવે અહીં 'ભીનું લીંપણ' કહે છે, તો એનો ભાવ વિચારીએ

હરિભદ્ર પુરોહિત પંડિત છે ને? સમજી ગયા કે 'સાધ્વીજીએ વ્યંગમાં મને તાજા ભીનાં લીંપણ જેવો 'એકડે એક' નો વિદ્યાર્થી ઠરાવ્યો! જેમ તાજા ભીનાં લીંપણમાં ચકચકાટ

લાગે, એમ મારા અણુપઢપણામાં મને 'ચક્કી ચક્કી' નો અર્થ ન સમજાતાં ચકચકિયું જ લાગ્યું. તો હવે મારે મારી પ્રતિજ્ઞા મુજબ આમના શિષ્ય જ બની જઈ ગાથાનો અર્થ આમની પાસેથી સમજવો જોઇએ.'

હરિભદ્ર પુરોહીતની અજબ નિખાલસતા-સરળતા :—

એટલે સાધ્વીજીને એ કહે "અંબા! મારે પ્રતિજ્ઞા છે કે કોઈ શાસ્ત્રનો અર્થ ન સમજાય તો એ સમજાવનારનો શિષ્ય થઈ જઈ એમની પાસેથી અર્થ સમજ્યા વિના રહું નહિ. તો કૃપા કરી મને તમારો શિષ્ય બનાવો અને મને અર્થ સમજાવો.!"

જુઓ આપણને ૧૪૪૪ શાસ્ત્રોની ભેટ આપનાર આચાર્ય પુંગવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ કેવા મળ્યા છે! એવા કે એ જ્યારે ગૃહસ્થપણે જૈન ધર્મ નહિ પામેલા ત્યારે પણ આવા નિખાલસ અને પ્રામાણિક હતા, કે પોતાની આવી શિષ્ય થઈ જવાની ભારે પ્રતિજ્ઞા,' તે પણ મનોમનની એટલે એકલા પોતે જ જાણે, એવી પ્રતિજ્ઞા ય સાધ્વીજીને કહી સંભળાવી!

એ નિખાલસતા-સરળતા પાછી અભણપણામાં નહિ, કિન્તુ શાસ્ત્રોની મહાવિદ્વત્તામાં! વૈદિક ધર્મમાં રહેલા એ પુરોહિત બ્રાહ્મણ ૧૪ વિદ્યાના પારગામી હતા! દર્શન શાસ્ત્રોના જાણકાર હતા! ત્યારે તો એમને અભિમાન હતું ને? હેં? આટલા ધુરંધર વિદ્વાન અને છતાં હૃદયના સરળ પરિણામવાળા? શું એટલા બધા પ્રામાણિક કે પોતાની છુપી પ્રતિજ્ઞા સાધ્વીજી આગળ જાહેર કરી દે? હા, મહાન એમને એમ નથી બનાતું, મહાન બનવા માટે સરળતા નિખાલસતાનો મહાન ગુણ જાળવવો જરૂરી છે.

હરિભદ્રસૂરિજી મહારાજે પોતાના રચેલા શાસ્ત્રોમાં 'સર્વત્ર ઔચિત્ય,' 'અનુચિત ક્રિયામાત્રનો ત્યાગ,' 'સરળતા,'

'નિખાલસતા' વગેરે ગુણને ઠામ ઠામ મહત્ત્વ આપ્યું છે; તે ઠેઠ પોતાના પુરોહિતપણાના ગૃહસ્થ જીવનમાંથી એને અમલી બનાવીને પછી શાસ્ત્રમાં એ ગુણ ગુંથ્યો છે. એટલે તો પોતાની પ્રતિજ્ઞા મનોમન ગુપ્ત પ્રતિજ્ઞા હતી, છતાં 'ચક્કિ દુગ' વાળી ગાથાનો અર્થ જાણવા સાધ્વીજી પહેલ પહેલાં મળતાં એમની આગળ નિખાલસતાથી એ ગુપ્ત પ્રતિજ્ઞા ખુલ્લી કરી દે છે. ગુપ્તને પ્રગટ કરવાનું સરળતા વિના શે બને? મૂળમાં એ સરળતાએ પહેલાં સાધ્વીજીનું અને પછી આચાર્ય મહારાજનું શરણું લેવરાવ્યું, તો એમાંથી આગળ પ્રસંગો બનતાં આપણને ૧૪૪૪ શાસ્ત્રોના રચયિતા સમર્થ શાસ્ત્રકાર વિદ્વાન આચાર્ય હરિભદ્રસૂરિજી મહારાજની ભેટ મળે છે.

**વિદ્વત્તાની આ જ ખૂબી છે, કે જીવને અનાદિની ચાલ પડતી મુકાવે.** કેમકે વિદ્વત્તા એ માયા–દંભ–વક્રતા, જુઠ–અનીતિ–દ્રોહ–વિશ્વાસઘાત આદિની અનાદિની ચાલના પારલૌકિક ભયંકર કટુ ફળ બતાવે છે. એટલે એ સહેજે આ કટુ ફળના ભયથી માયાદિ રમવાનું પડતું મુકાવે તેમ સાચી વિદ્વત્તા આત્મા તરફ મુખ્ય-દૃષ્ટિ રખાવતી હોય છે, એટલે સહેજે એ આત્મદૃષ્ટિથી વિચાર આવે કે 'માયા દંભ કપટથી કાયાને કદાચ લાભ થઈ જાય, પણ તે મામુલી અને અલ્પ કાળનો; પરંતુ આત્મામાં એના અનંત અનંત કાળથી ચાલી આવેલા માયાના સંસ્કાર ભારે દૃઢ થઇ જાય, ને એથી આત્માને આગામી દુર્ગતિના અનેક અધમ ભવો જોવા પડે! ને એમાં જાલિમ કર્મ વિપાકના દુઃખ ભોગવવા પડે! ત્યાર વિદ્વત્તાની રૂએ આની સમજ પડી એટલે મનને થાય કે 'અહીં માયા દબાવવાની અને નિખાલસ દિલ રાખવાની સોનેરી તક મળી છે. તો આ તકને કેમ સફળ કરું! કેમ

નિખાલસ દિલ રાખું!'

સમરાદિત્યના જીવને ત્રીજા ભવમાં મુનિ પોતાનો જે પૂર્વ ભવોનો અધિકાર બતાવે છે એમાં આવે છે, કે બે ભાઈ પરદેશથી ૭ લાખ સોનૈયા કમાઈ પાછા આવતા હતા, એમાં એક ભાઈએ બીજા ભાઇનો અડધો ભાગ પણ પોતાનો કરી લેવા માયા કરી એને કૂવામાં ધકેલી દીધો! તો પરિણામે એ અધમ ભવો કરી નાળિયેરીનું ઝાડ બની એજ દલ્લા પર મૂળિયું થાપી ઊભું! ત્યારે પેલો કૂવામાં ફેંકાયેલ સરળતાવાળો ભાઈ સારા ભવ કરતાં કરતાં શ્રાવક થયો તે કેવળજ્ઞાની તિર્થં-કરદેવ પાસેથી આ નાળિયેરીના ઝાડના અને પોતાના ભવ સાંભળી વૈરાગી થઈ ચારિત્ર લઇ લીધું; ને ક્રમશઃ સમરાદિ-ત્યનો જીવને પોતાની કરુણ કહાણી કહી; તો એ જીવ પણ વૈરાગ્ય પામી ચારિત્ર લેનાર બન્યો. એકની સરળતા પોતાને ને બીજાને કેવા સુંદર લાભ કરાવી દે છે. વિદ્વાન હરિભદ્ર પુરોહિત એમજ સરળતાથી સાધ્વીજીને અને આચાર્યશ્રીને પોતાની ગુપ્ત પ્રતિજ્ઞા સરળતાથી કહી દઈ આગળ વધતાં આપ-ણને એ એક સમર્થ શાસ્ત્રકાર આચાર્ય ભગવંત રૂપે મળે છે ને? એમણે ઠામ ઠામ આ સરળતા અને ઔચિત્યના ગુણ ગાયા છે, ઉત્થાન–ઉદય માટે અતિ આવશ્યક બતાવ્યા છે.

સરળતામાં મહાનતા છે: માયાદભમા અધમતા છે.
મોક્ષ માયાવીને નથી મળતો, સરળને જ મળે છે.

માયા હોય ત્યાં બુદ્ધિ બગડેલી હોય, નિર્મળ બુદ્ધિ નહિ; અને નિર્મળ બુદ્ધિ વિના વાસ્તવિક તત્ત્વજ્ઞાન તથા બ્રહ્મ સાક્ષાત્કાર થાય જ શાનો? એ નહિ, તો મોક્ષ શાનો થાય?

અરે! દુનિયાના જીવોને પણ માયાવી માણસ સારા નહિ, મહાન નહિ, કિન્તુ ખરાબ અધમ લાગે છે. એટલે સાચા

મહાન થવું હોય એનામાં સરળતા અને પ્રામાણિકતા જોઇએ જ. સરળતા એ પાયાનો ગુણ છે.

સરળતાને બદલે માયાવૃત્તિ, અને પ્રામાણિકતાને બદલે અનીતિ, એ તો આત્મોન્નતિ સામે ખતરનાક દોષો છે. અનંત અનંત કાળથી એને સેવતા પોષતા આવ્યા છીએ માટે જ અહીં સમજી રાખવાનું કે

**મહાકંમતી આત્મોન્નતિ સુલભ કરવાની અલબેલી તક જ્યાર આ મોંઘેરા માનવ જનમમાં મળી છે, ને** અહીં પણ એ દોષો મુકાતા નથી! ને પ્રથમ પગથિયે સરળતા અને પ્રામાણિકતાનો ખપ નથી કરાતો, અર્થાત્ પહેલો પાયો જ નથી ચણાતો, અને ઉપર દેવદર્શનાદિ સાધનાની ઇમારત રચી આત્મસંતોષ કરાય છે કે 'હું ધર્મ કરું છું!' બાહારમાં જશ લેવાય છે કે 'હું ધર્મી છું,' તો સમજી રાખવાનું કે કર્મસત્તા એક ડગલું આગળ વધવા નહિ દે. સાંભળ્યું છે ને? કે–

"સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વ રે પ્રાણી મ કરીશ માયા લગાર"...

ધરાર ઇરાદાપૂર્વક માયા રમીયે એટલે, અને એમાં કશું ખોટું લાગે નહિ, કશો કર્મના પાપનો ભય નહિ એટલે, એ અનંતાનુબંધી કષાય–મોહનીકર્મ ઉદયમાં ગણાય. એ સમકિતને આવવા જ દે નહીં, મિથ્યાત્વને ખસવા જ ન દે. આ બધી આત્માની આંતરિક પરિણતિ છે, પછી બાહારથી મોટી મોટી ધર્મક્રિયાઓ કરીએ તેથી શું?

આત્માની ઉન્નતિ તો આતરિક નિર્મળ પરિણતિ ઉપર આધારિત છે.

મોહ–માયાની શિરજોરી :—

એટલે મોહનીય કર્મસત્તા જીવને જાણે કહે છે, કે "કર કર બહારના ધર્મના ગમે તેટલા ઉપાડા કર, પરંતુ તું મને મારી માયાને જ્યાં સુધી અંગત રીતે મહાલવા દે છે, મારી જાહોજલાલી રાખે છે, ત્યાં સુધી અંતરમાં ઉન્નતિના માર્ગે એક કદમ આગળ ન વધવા દઉં.'

અનંતાનુબંધી રાગ, માયા, વગેરેનાં કર્મ જ એવાં છે કે એને ન દબાવો ત્યાં સુધી મિથ્યાત્વ ટળે નહીં, ને મોક્ષ માર્ગે પ્રયાણ થાય નહિ. જૈનશાસનને નહિ પામેલા અને મિથ્યાત્વમાં પડેલા મહાન વિદ્વાન હરિભદ્ર પુરોહિતમાં પણ આ નિખાલસતા–સરળતા–પ્રામાણિકતા હોય, અને આપણે વિશ્વશ્રેષ્ઠ અને એકમાત્ર તારણહાર શ્રી જિનશાસન પામેલા છતાં આપણામાં એ સરળતા નહિ? તો પછી ક્યાં ઉદ્ધાર? જિનશાસનનું નામ ચલણી નોટ નથી કે એ નામ વટાવીએ ને ઉન્નતિ મળે, સદ્‌ગતિ રૂપી રોકડા રૂપિયા મળે! 'હું જૈન છું માટે મને સદ્‌ગતિ દેજો, મારી સદ્‌ગતિ નક્કી,'–એ અહીં ચાલે એમ નથી. માટે ધર્મના પહેલે પગથિયે નિખાલસતા–સરળતા–પ્રામાણિકતા લાવો.

હરિભદ્ર પુરોહિતે સાધ્વીજીને જ્યાં પોતાની છુપી પ્રતિજ્ઞા કહી શિષ્યપણું અને ગાથાના અર્થ માગ્યો, ત્યારે સાધ્વીજી, જુઓ, કેટલું બધું વિવેક અને ગંભીરતાભર્યું કહે છે!–

સાધ્વીજીનો વિનય–વિવેકભર્યો ઉત્તર :—

સાધ્વીજી કહે, 'જો વત્સ! અમારાથી પુરુષને શિષ્ય ન કરાય, એ તો અમારા આચાર્ય મહારાજ શ્રી જિનભદ્રસૂરિજી મહારાજનું કામ. વળી અમને પોતાને જિનાગમોનું અધ્યયન કરવાની એમની આજ્ઞા છે, પરંતુ પુરુષો આગળ એનું વિવેચન કરવાની એમની આજ્ઞા નથી. તેથી તમને

ગાથાનો અર્થ અમારાથી ન સમજાવાય. તમારે જો શિષ્યપણું અને અર્થ જોઇતો હોય તો પૃ. આચાર્ય મહારાજ પાસે પહોંચી જાઓ.'

હરિભદ્રને સાધ્વીજીનું મૂલ્યાંકન :—

આ સાંભળીને શાણા હરિભદ્ર વિચારમાં પડી ગયા કે 'અહો! ત્યારે અર્થ તો આ જાણે જ છે. પરંતુ આમની આજ્ઞાધીનતા કેવી! આમનો વિનય વિવેક ને ગંભીરતા કેવી કે પોતાની વિદ્વત્તા મારા જેવા આગળ બતાવવી નથી! પોતાને જશ લેવો નથી...જશ આચાર્યશ્રીને અપાવવો છે!... ત્યારે આમનાં શાસ્ત્રો કેવાં? ખરેખર મહાન પુરુષોને પણ દુષ્પ્રાપ્ય એવાં આમના શાસ્ત્રોમાં એકલી મતિ કામ કરે એમ નથી. એટલે જ આમનાં કહેવા હિસાબે આચાર્યનું શરણું પકડવામાં આવે તો જ એ શાસ્ત્રો અને એનો અર્થ મળી શકે. ખરેખર! આવા આચાર્ય મારે પણ વંદનીય છે; એટલું જ નહિ, પણ મારી પ્રતિજ્ઞા મુજબ સર્વત્યાગ કરી એમના ચરણનું શરણુ લેવાનો અવસર આવ્યો છે, કેમકે પ્રતિજ્ઞાની પ્રતિષ્ઠા ઓળંગી શકાય નહિ."

આમ વિચાર કેમ આવ્યો? કહો, હવે એમનું અભિમાન ઓગળી ગયું છે. જૈન શાસ્ત્રોના અગાધ જ્ઞાન આગળ પોતાની વિદ્વત્તા પોતાનું જ્ઞાન એ સાગર આગળ નાના ખાબોચિયાં જેટલું લાગી ગયું છે! મોટા ગચ્છના વડેરા સાધ્વીજીનો વિનય કેટલું ગજબ કામ કરી ગયો! નહિતર, આવા ૧૪ વિદ્યાના મહારથી વિદ્વાન અને પાછા રાજ્ય માન્ય! એમનું અભિમાન ઉતારવું સહેલું છે? સાધ્વીજીએ એમને અભિમાન ઉતારવાનો ઉપદેશ નથી આપ્યો, પણ પોતાના જીવનમાં નમ્રતા ને વિનય આચરી બતાવ્યો છે,

એણે જ સામાનાં અહંકારને તોડચો. આ સૂચવે છે કે

સામામાં ગુણ લાવવા ઈચ્છતા હો, તો પહેલાં તમારા જીવનમાં એ ગુણ જીવી બતાવો.

હરિભદ્ર 'અભિમાનમાં જિંદગી કદર્થિત કરી' માને છે :—

હરિભદ્ર પુરોહિત આચાર્ય મહારાજનો મુકામ જાણી લઈ ઘરે આવ્યા, પરંતુ મન ખૂબ વિમાસણ અનુભવી રહ્યું છે. રાતના ઊંઘ એવી આવી નહિ, જાગરણ કરતા પડી રહ્યા, ચિંતવે છે,–

'અરે! જગતમાં શાસ્ત્રો તો કેવા કેવા ય પડચા છે! એ મેં જોયાં નહિ જાણ્યાં નહિ, ને ફોગટ વિદ્વત્તાનું અભિમાન લઇને ફર્યો? અભિમાનથી મારી જિંદગી કદર્થિત કરી? ને જગતમાં જ્યારે એવા દુર્ગમ શાસ્ત્રો પડચાં છે તો એ જાણ્યા વિના મેં જિંદગીના આટલા વરસો પાણીમાં કાઢચા? કેવી કુપમંડૂક કુવાના દેડકાં જેવી મારી દશા! ભલું થજો એ સાધ્વી માતાનું કે મને અભિમાનની મોહ–નિદ્રામાંથી જાગતો કર્યો! નહિતર કોણ જાણે આ ઘોડાપૂર જેવાં અભિમાનમાં ને અભિમાનમાં તણાતો જિંદગી સાવ નિરર્થક પૂરી કરીને ક્યાં-નો ક્યાં આ ભવસાગરમાં ફેંકાઈ જાત? હવે તો ક્યારે સવાર પડે, ને આચાર્ય મહારાજ પાસે પહોંચી જાઉં, અને સર્વત્યાગ કરી એમનો શિષ્ય બનીને એમના દરિયા જેવડાં જિનાગમો–જૈનશાસ્ત્રોના અમૃત ઘૂંટ પીધ્યે જ જાઉં, પીધ્યે જ જાઉં.'

નવી આત્મગુણ કે ધર્મની પ્રાપ્તિનું મૂલ્યાંકન આ, કે એ વિનાની પૂર્વ જિંદગી કદર્થિત–વિડંબિત લાગે, અને એનો ભારે સંતાપ થાય.

હરિભદ્ર બ્રાહ્મણને રાતના આ બધી મથામણ ચાલી, અભિમાન અને એનાથી વિડંબિત જિંદગી પસાર કર્યાનો ભારે સંતાપ ચાલ્યો! જૈન શાસ્ત્રો જાણવા–ભણવાની તાલા-

વેલી જાગી! એ બધાનો રુડો પ્રતાપ કે હવે એ જ્યારે સવારે આચાર્ય મહારાજ પાસે જાય છે ત્યારે પહેલાં જિનમંદિર આવે છે, એમાં અને પછી આચાર્ય મહારાજ પાસે જાય છે ત્યાં અદ્‌ભુત વર્તાવ કરે છે! આના મૂળમાં સાધ્વીજી કારણ છે. એટલા જ માટે અહીં ખાસ જોવાનું છે કે વિદ્વાન હરિભદ્ર પુરોહિતે સાધ્વીજીને પોતાના દિલમાં માતાનું સ્થાન આપ્યું છે. એ યાકિની મહત્તરા સાધ્વીજી મળ્યા પર માને છે કે કેવો અપૂર્વ યોગ મને મળ્યો! ત્યારે એમના ગુરુજી તો વળી કેવા ય હશે! એમની વિદ્વત્તા આગળ મારું ગજું શું?'

ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે હરિભદ્ર બ્રાહ્મણના આત્મામાં પરિવર્તન થયું છે આનું મૂળ કારણ સાધ્વીજીની નમ્રતા જોઈ તે, સાધ્વીજીનો વિનય જોયો તે, ગુરુપારતન્ત્ર્ય જોયું તે, વિશ્વવાત્સલ્ય જોયું તે. પોતાની દુર્દશા જાણે છે કે પોતે અભિમાનમાં મરી રહ્યા હતા, એની સામે આ નમ્રતા–વિનય–ગુર્વધીનતા–વાત્સલ્ય જોવા મળે એટલે હૃદય–પરિવર્તન કેમ ન થાય?

ગુરુ આચાર્યજી પ્રત્યેના સાધ્વીજીના વિનયે હૈયાને એવું આકર્ષી લીધું છે કે, એની સામે પોતાને હવે પોતાના અભિમાન પર ઘૃણા છુટે છે, અને જૈન શાસ્ત્રો પર ઓવારી જાય છે! એમને વારંવાર મનમાં આવે છે કે 'જો સાધ્વીજી આવા ગુણિયલ, ત્યારે ગુરુજી તો કેવા મહાન ગુણનિધિ હશે! ત્યારે સાધ્વીજી ગાથાનો અર્થ જાણે છતાં ન કહે,– એ ગંભીરતા અને આજ્ઞાંકિતતાની શોભા કેવી સરસ! શું ત્યારે મોટાને કોરે મૂકી પોતે જ લેકચર કરવા બેસી જવું એમાં કાંઈ શોભા છે? વળી, એક ગાથાય કેવી રહસ્યમય કે હું આટલો બધો વિદ્વાન પણ એનો ભાવ ન સમજી શકું! ત્યારે સમસ્ત જૈન વાઙ્મય તો વળી કેવુંય અને કેટલુંય અદ્‌ભુત હશે! કેવાક અવર્ણનીય

રહસ્યોથી ભર્યું પડ્યું હશે! મારો ય એ ભાગ્યોદય કે આટલો ગાથાનો અર્થ ન સમજાવાને લઈને જૈન શાસ્ત્ર સુધી પહોંચ-ચવાની તક પામ્યો!'

પ્રભુના મંદિર તરફ :—

સવારના ઊઠી પ્રાભાતિક કાર્ય પતાવી હરિભદ્ર પુરોહિત ચાલ્યા આચાર્યશ્રીના ઉપાશ્રયે. ઉપાશ્રયની આગળ ભવ્ય જિન મંદિર હતું. કષાયના તાપથી તપેલા અને વિષયાગ્નિથી બળેલા-ઝળેલાને એ મહાન ઠંડક આપતું; દુઃખીને દિલાસારૂપ, થાકેલાને વિસામારૂપ, અને પાપીને પવિત્ર કરનારું આ દેરાસર પુરોહિતને એમ ને એમ શાનો જવા દે? જો કે આ તો તે જ મંદિર કે જ્યાં પૂર્વે મદમાં આવી આ પુરોહિતે વીતરાગની મૂર્તિ જોઇ વીતરાગદેવને મિષ્ટાન્નભોજી કહી મશ્કરી કરી હતી, પરંતુ અત્યારે તો મદ ઉતરી ગયો છે, સાધુ પ્રત્યે આકર્ષણ થયું છે; તેથી એમના ધર્મસ્થાપક પ્રત્યે કેમ આકર્ષણ ન થાય?

મંદિરમાં જઇને હરિભદ્ર મોટા સ્વરે સ્તુતિ કરે છે:-

મૂર્તિરેવ તવાऽऽચષ્ટે સ્પષ્ટં વીતરાગતામ્ ।
નહિ કોટરસંસ્થેऽગ્નૌ તરુર્ભવતિ શાડ્વલઃ ॥

તમે વીતરાગ છો એવું, હે ભગવન્! તમારી મૂર્તિ જ સ્પષ્ટપણે કહી રહી છે. કેમકે ઝાડના પોલાણમાં જો અગ્નિ હોય, તો ઝાડ લીલુંછમ હોતું નથી”

જિનની મૂર્તિ પરથી વીતરાગતાની સાબિતિ :—

વિદ્વાન હરિભદ્ર બ્રાહ્મણને હવે સાચું ભાન થાય છે. વિદ્વત્તા તો પૂર્વે પણ હતી, પરંતુ મિથ્યાત્વના જોરમાં એ કલુષિત થઈ ગઈ હતી; તેથી ભગવાનના દેહને લપ્પુપ્ટ તરીકે દેખ્યો હતો. હવે દૃષ્ટિમાંથી મદનું ઝેર નીકળી જવાથી એજ

મૂર્તિને પ્રશાંત અને નિર્વિકાર તરીકે દેખે છે. તેથી કહે છે કે 'ભગવન! તમારામાં રાગદ્વેષાદિ દૂષણો નથી, પરંતુ વીતરાગતા છે.' કારણ એ છે કે મૂર્તિ પર કોઈ પણ શસ્ત્રસંબંધ, સ્ત્રીનું સાંનિધ્ય, વિકરાળતા કે દીનતા, હાસ્ય કે રોષ, ગીત કે નાટક, વગેરે કશું જ દેખાતું નથી. એ જો હોય તો તો એના હિસાબે ભય, કામ, રૌદ્રતા, ચિંતા, હાસ્ય, કૌતુક, રાગાદિ વગેરે દોષ સંભવિત ગણાય. એટલે જેમ ઝાડના પોલાણમાં અગ્નિ હોવાના હિસાબે ઝાડ જરૂર સુકાઇ, કરમાઇ, કે બળી જાય; અને જો તેવી કોઈ સ્થિતિ ન હોય, પણ ઉલ્ટું ઝાડ લીલુંછમ દેખાતું હોય તો અગ્નિનો બિલકુલ સંભવ ન મનાય; તેવી રીતે આ ભગવાનની મૂર્તિ પર સ્ત્રી-શસ્ત્રાદિના કોઇ ચિન્હ નથી દેખાતા, તેથી માનવું પડે કે આ ભગવાનમાં રાગાદિ કોઇ પણ દોષનો સંભવ જ નથી, તેથી એ વીતરાગ જ છે.

પુરોહિત હરિભદ્ર ખૂબજ ભીના હૃદયે વીતરાગ દેવાધિદેવનાં દર્શન કરે છે, વિનમ્ર વાણીથી સ્તુતિ કરે છે, 'પ્રબન્ધકોશ' ગ્રંથ બતાવે છે કે વિદ્વાન હરિભદ્ર પુરોહિતે 'વપુરેવ તવાચષ્ટે' ની સાથે બીજી સ્તુતિ આ પણ ગાઈ,–

પુરોહિતની બીજી વીતરાગ સ્તુતિ :—

જા દિટ્ઠી કરુણા–તરંગિય–પુડા, એઅસ્સ સોમં મુહં,
આયારો પસમાયરો, પરિયરો સંતો, પસન્ના તણૂ ।
તં નૂણં જર–જમ્મ–મચ્ચુહરણો દેવાહિદેવો ઈમો,
દેવાણં અવરાણ દીસઈ જઓ નેયં સરુવં જએ ॥'

જિનમૂર્તિમાં શું શું છે? :—

અર્થાત્ "જે કારણથી આ મૂર્તિમાં દૃષ્ટિ કરુણાનાં જ તરંગોથી સ્પષ્ટપણે બીજાની દૃષ્ટિઓ કરતાં જુદી પડે છે, ને એટલા જ માટે જે આનું મુખ સૌમ્યરસ ભરપૂર છે, તેમજ

આકાર પ્રશમરસની ખાણ છે, તથા આજુબાજુનો પરિકર તદ્દન શાંત-પ્રશાંત છે, કહો આખું શરીર પ્રસન્નતાભર્યું દેખાય છે, તેથી અનુમાન થાય છે કે ખરેખર જન્મ-જરા-મૃત્યુની વિટંબણાને મિટાવનાર દેવાધિદેવ આ છે, બીજા કોઈ દેવ દેવાધિદેવ નહિ; કેમકે જગતમાં બીજા દેવોમાં આવું સ્વરૂપ દેખાતું નથી.'

દેવાધિદેવની કેવી સરસ સ્તુતિ! તમે કહેશો કે,

પ્ર૦- હજી તો એ જૈન ધર્મ પામ્યા નથી તો આવી સ્તુતિ એમને શી રીતે આવડી?

ઉ૦- પરંતુ અહીં સમજવાનું છે કે એમણે સાધ્વીઓનો આશ્રમ, અને વડેરા સાધ્વીજીનું એમની પ્રત્યે વાત્સલ્ય તથા ગુરુ પ્રત્યે વિનય અને ગાંભીર્ય... વગેરે જોઈ એમનું મિથ્યાત્વ મોળું પડી ગયું છે; એટલે હવે જિનમૂર્તિ પરનાં સ્પષ્ટ દેખાતા ગુણ સૂચક અંગોને સીધી રીતે મૂલવે છે. આંખોમાં કઠોરતા-રૌદ્રતા લેશમાત્ર નથી; પણ આંખો કરુણાના તરંગો વહેવડાવતી દેખાય છે! જોતાં આવડે તો દેખાય કે જિનમૂર્તિની આંખોમાંથી આપણા પર નીતરતી કરુણા વહી રહી છે. ત્યારે, જ્યાં ચક્ષુમાંથી કરુણા જ વહેતી હોય ત્યાં મુખારવિંદ સહેજે સૌમ્યતા-ભરેલું દેખાય. દુનિયામાં દેખાય છે કે જેની આંખમાં કઠોરતા કે રૌદ્રતા આવે ત્યારે એની મુખમુદ્રા સૌમ્ય નથી રહેતી.

બીજી બાજુ જોઇએ તો જિનમૂર્તિ પર શસ્ત્ર-સંબંધ, સ્ત્રી-સંબંધ તથા કોઈ પરિગ્રહ-સંબંધ વગેર નથી; એટલે જિનમૂર્તિનો આખો આકાર પ્રશમરસનો આકાર છે, ખાણ છે. શું હાથ કે શું પગ, કે શું ખોળો, બધા જ અંગોપાંગમાં પ્રશમરસ-પ્રશાંતતા દેખાય છે.

એમ જિનમૂર્તિની આસપાસ પરિકરમાં પણ જોઇએ તો,

ઝગમગતું પણ શીતલ ભામંડલ, છત્ર, ચામર, રત્નમય સિંહાસન વગેરે પણ શાંત પ્રકૃતિના દેખાય છે.

આમ જિનમૂર્તિમાં બધે જ કરુણા–પ્રશાંતતા–સૌમ્યતા વગેરે હોવાથી આખા શરીર પર પ્રસન્નતા વ્યાપેલી દેખાય છે. વાત પણ સાચી છે કે જ્યારે પૂર્ણ પ્રશાંતતા–સૌમ્યતા વગેરે હોય એટલે અનુમાન થાય કે દેવાધિદેવ કૃતકૃત્ય બની બેઠા છે. હવે એમને કશી સ્પૃહા આતુરતા નથી, પછી ખિન્નતા ય શાની હોય? પ્રસન્નતા જ હોય.

હરિભદ્ર પુરોહિત ભલે હજી જૈનધર્મ પામ્યા નથી, પરંતુ મૂર્તિ પરનો શાંત સૌમ્ય સરંજામ આંખે દેખ્યા અહેવાલ જેવો સ્પષ્ટ છે. એ શું ધુરંધર વિદ્વાન ન સમજી શકે? કહેશો, તો પછી એ પહેલાં કેમ ન દેખી શક્યા? કારણ એ છે, કે એ વખતે પ્રબળ મિથ્યાત્વનો અંધાપો હતો, તેથી છતી સ્પષ્ટ વસ્તુ પણ ન દેખી શકે એ સ્વાભાવિક છે. હવે મિથ્યાત્વ મોળું પડવાથી સ્પષ્ટ વસ્તુ દેખી શકે છે.

જિનમૂર્તિનું શાંત સૌમ્ય અને કરુણાભર્યું સ્વરૂપ જોઈને વિદ્વાન હરિભદ્ર નિર્ણય કરે છે કે 'ખરેખર! આ દેવ સામાન્ય નહિ, પણ દેવોના ય અધિપતિ દેવ દેવાધિદેવ છે, અને એ પણ જન્મ–જરા–મૃત્યુની વિટંબણા ટાળનારા દેવાધિદેવ છે.' પ્રશ્ન થાય,–

પ્ર૦–જૈન ધર્મ માટે નવા નિશાળિયા હરિભદ્ર પુરોહિતે હજી સુધી નહિ ઓળખેલા નહિ માનેલા દેવાધિદેવ તીર્થંકર ભગવાન જન્મ–જરા–મૃત્યુને ટાળનાર છે એમ શી રીતે જાણ્યું?

ઉ૦–કહો, તીર્થંકરની મૂર્તિ પરના અંગે અંગમાં પ્રશાન્તતા સૌમ્યતા–પ્રસન્નતા જોઈને એ જાણ્યું; કેમકે એ સમજે છે કે આ મૂર્તિના ઉપાસકને અહીં આદર્શ આ પ્રશાન્તતા

આદિનો જ મળવાનો; તેથી ઉપાસકને સહેજે. પોતાના જીવનમાં એ પ્રશમભાવ સૌમ્યભાવ વગે.ની જ પ્રેરણા અને આલંબન મળવાનું. બીજા રાગી–દ્વેષી દેવદેવી પાસેથી એ કયાં મળે? ત્યારે

જીવને જન્મ–જરા મૃત્યુની વિટંબણા અનંતકાળથી કેમ ચાલુ રહી છે?

આ જ કારણે કે જીવ પ્રશમ–ઉપશમને બદલે ક્રોધાદિ કષાયોમાં રમતો રહ્યો છે. સૌમ્યતાને બદલે વિષયોની આંધીમાં અ-સૌમ્યભાવ, આસક્તિ... આદિના વિહ્વળભાવમાં રમતો રહ્યો છે; એથી જ જન્માદિ પરંપરામાં ઘુમતો રહ્યો છે. તે હવે સ્વાભાવિક છે કે જો એ મલિનભાવો પડતા મૂકી જિનેન્દ્ર દેવાધિદેવના આલંબને પ્રશમાદિ નિર્મળ ભાવોમાં હૃદયથી રમતો થઈ જાય તો જન્માદિ પરંપરાનો કાયમી અંત આવી જાય. નિર્ધારિત કારણ હાજર છે તો કાર્ય અવશ્ય થાય. આ સમજીને વિદ્વાન હરિભદ્ર બ્રાહ્મણ સમજી શકે છે કે 'આવા દેવાધિદેવ જ જન્મ–જરા–મૃત્યુને નિવારી શકે.' એટલે જ એ સ્તુતિમાં છેલ્લે કહે છે કે 'દેવાધિદેવનું વાસ્તવિક પરમાત્મા તરીકેનું આ સર્વકરુણા–ઉપશમ–સૌમ્યતા વગેરે સ્વરૂપ તીર્થંકર સિવાય જગતના બીજા કોઈ દેવમાં દેખાતું નથી. તેથી નિશ્ચિત થાય છે કે આ જિનેશ્વર ભગવાન જ દેવાધિદેવ છે.'

પ્રભુદર્શને પ્રભુને અનેક દૃષ્ટિકોણથી જોવાના :—

જિનમૂર્તિ–દર્શને જૈનેતર હરિભદ્ર પુરોહિત બ્રાહ્મણના કેવા મનોરમ ઉદ્ગાર! વીતરાગ પરમાત્માનું કેવું અનન્ય ગૌરવ કરનારા એ ઉદ્ગાર! જિનમૂર્તિને અનેક આધ્યાત્મિક

દૃષ્ટિકોણથી જોતાં આવડવું જોઇએ. જીવને દુન્યવી જડ ચેતન વસ્તુ કેવી અનેક દૃષ્ટિકોણથી જોતાં આવડે છે!

યુવાનને સારી કન્યા સાથે સગાઈ થાય, ત્યાં હવે એ કન્યામાં કેટકેટલું જુએ છે? 'આ સારા સ્વભાવની હોવાથી મને શાંતિ આપનારી, રૂપાળી હોવાથી મારી આંખો ઠારનારી, હોશિયાર હોવાથી અનેક કામો સારા નીપટાવનારી, મારા મેમાન વગેરેને સારી સરભરાથી સંતોષ પમાડનારી; વિશ્વાસપાત્ર હોવાથી મારે અંતરની વાતોનું વિશ્રાંતિ–સ્થાન બનનારી, ઉદ્યમી હોવાથી મારા જીવનની અડધી ચિંતાઓ પોતે માથે ઉપાડી લેનારી...' આમ એ યુવાનને કન્યાની ભૌતિક વિશેષતાઓ જોતાં આવડે ને? તો પ્રભુદર્શન કરવા ગયા ત્યાં વીતરાગ પ્રભુની મૂર્તિ એટલે કે પ્રભુને જોઇએ એમાં આપણને અનેક આધ્યાત્મિક દૃષ્ટિકોણથી જોતાં ન આવડે? કહો, પ્રભુનાં દર્શને એ રીતે જુઓ છો? ના, કોણ વળી એવું મગજ ડહોળે? એ ન કરવું હોય તો સારા આધ્યાત્મિક ભાવોના ને શુભ અધ્યવસાયોના આપણે અધિકારી ખરા? ભવિષ્યમાં પણ આ શુભ ભાવો મળશે?

પ્રભુને અનેક દૃષ્ટિકોણથી જોતાં શુભ અધ્યવસાયોની મહાન કમાઈ થાય

પ્ર૦–એવાં દૃષ્ટિકોણો આવડતા નથી ને?

ઉ૦–એ આવડે એવી તીવ્ર તમન્ના છે ખરી? પાકી ગરજ છે? તો એ જાણવા કોઇવાર ગયા ગુરુ પાસે? ખેર, લ્યો એ આવડત જોઈતી હોય તો આ રહ્યા ઉપાય...

પ્રભુને અનેક દૃષ્ટિકોણથી જોવાના ઉપાય :—

(૧) પ્રાચીન સ્તવનો લો, ને એની એકેક કડીમાંથી સાર લઈ નોટમાં નોંધવા માંડો; તો પ્રભુમાં અનેકાનેક પ્રકારની

વિશેષતાઓ ને એના દૃષ્ટિકોણ ઢગલો જાણવા મળશે.

(૨) એમ નમિઊણ–ભક્તામર–કલ્યાણમંદિર વગેરે સ્તોત્રોના અર્થની બૂક લઈ એનો સાર નોંધવા માંડો. તોય ભગવાનની વિશેષતાઓનો ઢગલો એકત્રિત થશે.

(૩) ભગવાનના ૩૪ અતિશય, વિભાગવાર નોંધી લો, એથી પણ પ્રભુને જોવાનાં દૃષ્ટિકોણ મળશે.

(૪) સમકિતનાં ૬૭ બોલ લઈ એ પ્રભુએ પોતાના પૂર્વ અને વર્તમાન જીવનમાં કેવા ઉતારલા એ નોંધવા માંડો તોય પ્રભુની અનેકાનેક વિશેષતાઓ દેખાશે.

(૫) ચારિત્રના ચરણ સિત્તરી–કરણ સિત્તરીના ૭૦–૭૦ ભેદ પ્રભુએ કેવા કેવા અમલમા મૂકયા, એ જોતાં પણ પ્રભુની અવ્વલ અવ્વલ વિશેષતાઓ જોવા મળે.

(૬) 'નમુત્થુણં' ના એકેક પદને જરા વિસ્તારથી વિચારો તો ય પ્રભુની અનેક વિશેષતાઓ જણાય.

(૭) 'જિન સહસ્રનામ,' 'પાર્શ્વનાથ સ્તોત્ર,' વગેરે પરથી નોંધ કરવા માંડો તો પ્રભુના એકેક વિશેષણમાં પ્રભુની નિરનિરાળી વિશેષતા જોવા મળે.

આ જાણ્યા પછી પ્રભુનાં દર્શને પ્રભુને અનેક દૃષ્ટિબિંદુથી જોતાં વિચારતાં આવડે. માત્ર અંતરમાં એની ભૂખ ઊભી થવાની જરૂર છે.

શય્યંભવ બ્રાહ્મણને જિનમૂર્તિ દર્શને પહેલું તો એ જોતાં આવડ્યું કે 'અહો! આ બધા મોટા યજ્ઞસમારંભ શું આ ભગવાનના પ્રતાપે યશદાયી બને છે?' પછી તો એમને પ્રભવસ્વામી પાસેથી બહિરાત્મા અંતરાત્મા અને પરમાત્માના સ્વરૂપ સમજવા મળતાં પ્રભુમાં કેઇ વિશેષતાઓ દેખાવા માંડી.

અન્વય–વ્યતિરેકથી દર્શન :—

વિશેષતા જોવાની બે રીત, [૧] અન્વયથી જોવાય અને [૨] વ્યતિરેકથી જોવાય. 'અન્વય' થી જોવાનું એટલે કે પ્રભુમાં રહેલી અનેરી વિશેષતાઓ જોવાની. દા. ત. વીતરાગ પ્રભુ કેવા કરુણાવાન કેવા ચોત્રીશ અતિશય પૈકી ૮ પ્રાતિહાર્યવાળા,...વગેરે. 'વ્યતિરેક' એટલે પ્રભુમાં કેવા કેવા દોષો નહિ એ જોવાનું. દા. ત. "પ્રભુઃ કમઠે ધરેણન્દ્રે ચ તુલ્ય મનોવૃત્તિ" ભગવાન "કમઠ ધરણપતિ ઉપરે તિલતુષ ન ધરે રોષ તોષ" પ્રભુને ભક્ત પર રાગ નહિ, શત્રુ પર દ્વેષ નહિ. જિન દર્શને આમ અનેક દૃષ્ટિબિંદુથી પ્રભુની વિચારણા થાય. એ હરિભદ્ર બ્રાહ્મણે કર્યું ને એમાં મિથ્યાત્વનાં કુરચા ઊડવા માંડ્યા! તે હવે એ સાધુ પાસે પહોંચતાં જુઓ કેવા માત્ર સમ્યક્ત્વ નહિ પણ ઠેઠ ચારિત્ર સુધી પહોંચે છે!

પશુ કરતાં વિશિષ્ટ બુદ્ધિ મળ્યાનો સદુપયોગ શો? —

જોજો હરિભદ્ર બ્રાહ્મણ જૈન ગુરુ પાસે જ હજી જિંદગીમાં પહેલી જ વાર જાય છે, એટલે આજ સુધી એમનો ઉપદેશ પામ્યા નથી, છતાં ગુરુ મળતા પહેલાં જ બુદ્ધિના સદુપયોગથી દેવાધિદેવના સ્વરૂપનો કેવો નિર્ણય કરી લે છે! તો પશુ કરતાં આપણને વિશિષ્ટ બુદ્ધિ મળી તેનો સદુપયોગ શો? એનો વિશિષ્ટ ઉપયોગ શો? શું તાલંબાજીની બુદ્ધિથી જોરદાર વેપાર કરવો, કે શું સારા પૈસા કમાઈ પાડવા, યા શું સારામાં સારી સ્વાદિષ્ટ વાનગીઓ બનાવવી, એ બુદ્ધિનો સદુપયોગ કે વિશિષ્ટ ઉપયોગ છે? આજે તમે બુદ્ધિના કેવા વિશિષ્ટ ઉપયોગ પર મુસ્તાક છો? કવિ કહે છે,—

"ભૂલા રે ભમો, તુમે ભૂલા રે ભમો. કાચને ને હીરો, માની રે રહ્યા, સાચા તે હીરાને, ઉવેખી રહ્યા, હે...ઊભા રે બજારે તેથી લૂંટાયા તમો, તેથી લૂંટાયા તમો...ભૂલા રે..."

માનવ બુદ્ધિના વિશિષ્ટ ઉપયોગ અર્થ અને કામની હોશિયારીના કાર્યોમાં માન્યો એનો અર્થ એ, કે એ હીરાને બદલે કાચને હીરો માની કાચને વળગવાનું થયું, ને તેથી જ જીવે પોતે જ ઊભા બજારે પોતાનું પૂર્વનું પુણ્ય અને આત્મસંપત્તિ લૂંટાવી! ઉઘાડો હિસાબ છે કે

જેટલી ઝંખેલી અર્થ-કામની અનુકૂળતા સારી મળે, એટલું એક બાજુ તો સારું પુણ્ય વટાવાઈ જાય, પાપગંજ એકત્રિત થઈ જાય, અને બીજી બાજુ ત્યાગ-નિસ્પૃહતા-વૈરાગ્ય-ઉપશમભાવ... વગેરે આત્મસંપત્તિથી વંચિત રહેવાનું થાય!

માટે કહો, માનવની વિશિષ્ટ બુદ્ધિનો વિશિષ્ટ ઉપયોગ આત્મામાં ઉપશમભાવ, સૌમ્યભાવ, સર્વ જીવ પર કરુણા-હિતભાવના વગેરે લાવવામાં છે, એ નિર્મળ ભાવો આવે એવાં શુભ કાર્યો કરવામાં છે.

હરિભદ્ર બ્રાહ્મણ જિનમૂર્તિ જોઈ જિનેન્દ્ર ભગવાનમાં આ પ્રશમાદિભાવ હોવાનું નિશ્ચિત કરે છે અને એવા પ્રભુ જ જન્મ-જરા મરણનો કાયમી અંત લાવી શકે એવી એની સહજ ફલશ્રુતિ તારવે છે. આમાં જૈન ધર્મનો બહુ પરિચય ન હોય તો ય સમજી શકે એવું છે.

મહા કિંમતી મનની કદર :—

પ્રભુના દર્શન કરી હરિભદ્ર પુરોહિત ઉપાશ્રયમાં ગયા. ત્યાં મંડપમાં બિરાજમાન આચાર્યપુંગવ શ્રી જિનભટ્ટસૂરીશ્વરજીને જોયા. અંતરમાં હવે આત્મપરિવર્તનના યોગે ગડમથલ તો ચાલુ જ હતી, મિથ્યા અભિમાનથી પોતાના આત્માની આજસુધી પોતે જ કરેલી જે કદર્થના, તે હૈયાને કોરી રહી હતી, એમ થતું હતું મનને, કે 'અરે! આજ સુધીના દિવસો

મેં ખરેખર! **વેડફી નાખ્યા! આત્માને મહાકિંમતી મળેલું મન. એનો કેવો ભયંકર દુરુપયોગ ચલાવે રાખ્યો!** જે મન દ્વારા ખામોશ અને નમ્રતા–મૃદુતાના સુંદર ભાવો આત્મામાં રમતા કરી, ખૂબ અભ્યાસથી આત્મા સાથે એકમેક કરી શકાય, એની જંગ્યાએ મેં આ અસહિષ્ણુતા અને અભિમાનમાં શું કરી નાખ્યું? જે મનથી જાતનું ગૌરવ આંકવાને બદલે પરમાત્માનું અને આવા સાધુસંતોનું ગૌરવ આંકી શકાય, અનુમોદી શકાય, અને એનો અનુપમ લાભ ઉપાર્જી શકાય, એવા મનથી છતી વિદ્વત્તાએ કેવી મૂર્ખાઈ અને મહાનુકસાનીની કાર્યવાહી મેં કરી?' એક બાજુએ એ આવી આવી વિચારણામાં વિહરી રહ્યા હતા, ત્યાં બીજી બાજુ એમણે મહાન વિદ્વાન મુનિગણથી સેવાતા સૂરિજીના પાવન દર્શન કરતાં જોયું કે સૂરીશ્વર કેમ જાણે દેવોથી પરિવ રેલા ઈન્દ્ર ન હોય! વળી એમણે સાધુ-ઓને પણ પ્રશમરસના મહાનિધિસમા નિરખ્યા. અહીં વિદ્વાન હરિભદ્ર બ્રાહ્મણને એટલો બધો આનંદ થયો, એવું દિલ ઠર્યું, કે કુવાસના એગળી ગઈ. ત્યાગી અને પ્રશમ–સમતારસમા ઝીલતા મુનિઓનાં દર્શનમાત્રનો આ કેવો ઊંચો પ્રભાવ છે!

ત્યાગીના દર્શનનો કેવો ઊંચો પ્રભાવ :—

હરિભદ્ર બ્રાહ્મણને પહેલાં સાધ્વી આર્યાઓનો આશ્રમ જોવા મળ્યો. હવે અહીં અનેક સાધુ મહારાજોનાં દર્શન મળે છે,અને એમાં એક વખતનું ગાઢ મિથ્યાત્વથી આવરાયેલું દિલ હવે આ દર્શને પાણી પાણી પાણી થઈ જાય છે!

જગતના વિષય–કષાયની આગોથી સંતપ્ત દિલને ત્યાગી સાધુ–સાધ્વીનાં દર્શન મળે એ એની આંખો ઠારનારાં બને છે. પરંતુ મૂઢ જીવોને ત્યાગીઓના વારંવાર દર્શન કરવાના ઉમ-

ળકા જ થતા નથી પછી એ દર્શન પર દિલ પાણી પાણી થવાની વાત જ ક્યાં? બાકી નિકટભવી જીવને ત્યાગીનાં દર્શન ઠારી દે છે. જુઓ.

**સમરાદિત્ય કેવળીનો જીવ** ચોથા ભવે ધન્યકુમાર પરદેશમાં બહુ ઊંચી-નીચી જોઈ આવ્યા પછી દેશમાં આવી માતા પિતાને અહેવાલ આપે છે. એમાં પત્ની ગયાનો પણ હેવાલ કહે છે. ત્યારે માતાપિતા આશ્વાસન આપે છે કે 'કાંઈ ચિંતા ન કરીશ બીજા સારા શ્રીમંત ઘરની કન્યા શોધીશું.' પરંતુ ધન્યકુમારના સંતપ્ત દિલને શાંતિ નથી મળતી, ને તે પછી ઉદ્યાનમાં જાય છે ત્યાં યશોધર મહાત્મા સહિત મુનિ સમુદાય જુએ છે, ને એ જોતાં હૈયું પુલકિત થાય છે! મુનિઓનાં દર્શને દિલ ઠરે છે. ઘડીભર પૂર્વની આપદાઓ ભૂલી જાય છે, અને એમાં યશોધર મહાત્માનું નવ ભવનું ચરિત્ર સાંભળવા મળે છે તેથી ચિત્તમાંથી સંસારની બધી વ્યાધિઓ-વાસનાઓ નીકળી જઈ ચિત્ત પ્રશાંતવાહી બની જાય છે! ત્યાગીના દર્શનની બલિહારી છે.

**સુદર્શના :—** જંગલ વચ્ચે પારધીના બાણે વિંધાઈ નીચે પડીને તરફડતી સમડીને ત્યાં મુનિનું દર્શન મળ્યું, એ ત્યાગીની દયામય મુદ્રા જોવા મળી, અને એમના શ્રીમુખેથી નવકાર મંત્ર બોલાતો સાંભળવા મળ્યો, તો સમડી મરણાત કષ્ટના પણ સંતાપ ભૂલી, આમાં ઠરી! તો મરીને સુદર્શના રાજકુમારી બની.

**વંકચૂલ :—** ત્યાગીનાં દર્શનની બલિહારી કેવી કે વંકચુલ લૂંટારો બનેલો તે જંગલમાં પોતાની પલ્લીમાં મુનિઓ ચોમાસુ રહેલા છે. એમને વંકચુલે ઉપદેશ ન દેવાની શરત કરેલી છે; એટલે વંકચુલને માત્ર ત્યાગી મુનિ અને એમની

ચર્યાનાં દર્શન મળે છે. પણ એનાથી એવો પ્રભાવિત થયેલ છે કે જ્યારે ચાતુર્માસ પૂર્ણ થયે મુનિઓ વિદાય લે છે ત્યારે એના સીમાડાની બહાર નીકળી મુનિઓ એને કહે છે 'હવે તારી સીમામાં ઉપદેશ ન દેવાની શરત પૂરી થઈ. તારી સીમાની બહાર આવી ગયા. તો હવે તો અમે કાંક ઉપદેશ દઈ શકીએ ને?' વંકચુલ હસી પડચો, કહે છે 'જરૂર દો!' ત્યારે મુનિ કહે છે, 'જો, અહીં તું જે કરી રહ્યો છે એ તો માત્ર આ જનમના હિતાર્થે છે. તો પરભવના હિતાર્થે કાંક કરતો રહે. એ માટે કોઈ વ્રત નિયમ લે, જે તને પરભવે ઓથ આપે.' વંકચુલ ત્યાગીના દર્શનથી પ્રભાવિત હતો તેથી તરત ચાર નિયમ એણે સ્વીકારી લીધા, અને એ ચારે નિયમને કસોટી આવવા પર પણ પાર પાડચા, તો મરીને એ બારમા દેવલોકે જન્મ પામ્યો!

જૈન મુનિઓનાં દર્શને હરિભદ્ર પુરોહિત :—

ત્યાગી મુનિઓનાં દર્શનની બલિહારી કે બ્રાહ્મણ હરિભદ્ર પુરોહિત ઉપાશ્રયમાં આવતાં ત્યાગી મુનિઓ સહિત આચાર્યને જોઈ પ્રભાવિત થાય છે. પુરોહિતે મુનિઓને ત્યાગી અને પ્રશમ–નિધાન જોઈને જ મુનિઓને મોટા પંડિતોને પણ વંદનીય માન્યા હતા. વિદ્વાન હોવાથી સમજે છે કે 'જીવનમાં મોટી કિંમત ત્યાગ અને સંયમની છે એ જેમનામાં હોય; એ ત્યાગ વિનાના મોટા પંડિતોને પણ કેમ વંદનીય ન હોય?

વિદ્વાન પુરોહિતે મુનિઓને પ્રશમ–સમતા–નિધાન તરીકે શી રીતે જોયા? કહો,

મુનિઓની મુખમુદ્રા અને સાધુચર્યા જ એમના પ્રશમભાવ સમતાભાવને કહી રહી હતી,

સમતાભાવ–પ્રશમભાવ શી રીતે આવે?

પુદ્ગલની પલેવણ મૂકો, માત્ર પોતાના આત્માની ચિંતા કરો. તો એ કાયાના સુખને લગતી સામગ્રીની કશી સાસર–વાસર કરવાની નહિ, પરંતુ સાસર–વાસર પોતાના આત્માની જ કરવાની હોય; અને તે સાસર–વાસર એટલે પવિત્ર જ્ઞાન–ધ્યાનનાં વ્યવસાયમાં જ પરોવાયેલા રહેવાનું હોય; પછી ત્યાં કોઈ જ વિષય–કષાયની ઉર્મિ જ શાની ઊઠે? આવી અવસ્થા એ પ્રશમભાવ–સમતાભાવ. તમને લાગશે કે

પ્ર૦– આવો સમતાભાવ શી રીતે આવે? અનાદિના અભ્યાસ અને સંસ્કાર તો ઊંધા છે; એના પ્રતાપે શું અહીં મુનિઓને ય પુદ્ગલની એટલે કે કાયાની ને વિષયોની સરભરા કરવાનું મન ન થાય?

ઉ૦– એક વાત સમજી રાખજો,

ભવનાં આરે પહોંચી ગયા હોય, એમને હવે ભવસાગરના ઝંઝાવાતો ન નડે.

જે મુનિ મહાત્માઓ સંસારનાં ભાવોથી પૂરા ધરાઈ ગયા હોય, એમને સંસારના ઝંઝાવાતો કશી અસર ન કરે.

પેંડા માપ–બહાર બહુ ખવાઈ ગયા હોય, તો માણસને હવે એ પેંડાની, કશી ઉર્મિ યાને ખણુજ નથી ઊઠતી, કે વિચાર સરખો ય નથી આવતો. ઉલ્ટું હમણાં તત્કાળ તો એના પર ભારે અરુચિ–અભાવ ઊભો થઈ ગયો હોય છે. મનને થાય છે કે 'ખાધા, બહુ ખાધા પેંડા, ધરાઈ ગયો, હવે છોડ એનું નામ.' એને પેંડાનું નામ પણ સાંભળવું ગમતું નથી! નામ સાંભળતાં પણ ઊલટી થવા જેવું લાગે છે.

બસ, એ રીતે સંસારના ભાવો અર્થાત્ સંસારના સુખ–સાધન–સગવડ માટે થાય કે 'જોયા, બહુ જોયા સંસારના

ભાવો; બહુ જોયાં સંસારનાં સુખ–સાધનો–સગવડો. નાશવંત ભાવોમાં ભવ ભવ પર્યટન કરનારા મારા અવિનાશી આત્માને માટે કશો સાર નથી. ધરાઈ ગયો એનાથી હવે; છોડ એનો પલ્લો, ને એનું નામ' હવે એનું નામ પણ મુનિના મનને વ્યાકુળ કરે છે, અરુચિ–અભાવ ઊભો કરે છે.

આમ સંસારનાં ભાવોથી પૂર્ણ ધરાઈ ગયા જેવી સ્થિતિ ઊભી કરાય એટલે પછી એની ખાતર જે રાગ–દ્વેષ...કામ–ક્રોધ–લોભ...વગેરનાં ઉકળાટ ચાલતા હતા, તે હવે બંધ પડી જાય એમાં નવાઈ નથી.

જીવ સંસારના વિષયોથી ખૂબ ધરાઈ ગયા જેવો બની જાય તો એની કશી ઉર્મિ જ ન જાગે હૃદય ઠંડગાર, શાંત, પ્રશાંત.

ત્યાં ઇન્દ્રિય–વિષયની કશી વિહ્વલતા કે આતુરતા જ ન મળે. મૂળ કારણ, મુનિઓ મોહમાયાથી પર થઈ બેઠા છે. સ્વમાન–સન્માન એ પણ સંસારનો ભાવ છે, મુનિઓ સમજે છે કે 'આ પણ જીવે બહુ વધાવ્યા અને એની લેશ્યામાં ભવોમાં ભટકવાનું થયું, તો હવે એની ય ચિંતા કરવાની નહિ, એની ય પરવા રાખવાની નહિ.' એટલે મુનિ એનાથી ય પર છે, અને એકલા આત્માહિતમાં મગ્ન છે, પછી ત્યાં સમતાભાવ કેમ ન આવે? પ્રશમના નિધાન કેમ ન બને?

હરિભદ્ર બ્રાહ્મણે મુનિઓને સમભાવના નિધાનરૂપ દેખ્યા, એટલે જ મુનિઓ મોટા પંડિતોને પણ વંદન કરવા યોગ્ય લાગ્યા. કેમકે પંડિતો હજી મોહમાયામાં ફસ્યા હોઈ આવા સમતા નિધાન નથી, આવા સમભાવનો અનુભવ કરી શકતા નથી. એટલે સહેજે આવા સમતા–નિધાન મુનિઓ એમના માટે વંદનીય પૂજનીય બને. વિદ્વાન પુરોહિત અહીં આચાર્યને આવા મુનિઓથી સેવાતા જુએ છે, ને જોઈને દિંગ્ થઈ

જાય છે! કે 'અહાહાહા! શું મુનિઓનો સમુદાય છે!'

હરિભદ્રને જોઈ આચાર્ય શું વિચારે છે? :—

ત્યાર હરિભદ્ર પુરોહિતને મુકામમાં પેસતો જોઈ આચાર્ય ભગવંત આમને ઓળખી કાઢે છે, વિચારે છે, 'ઓહો! આ તો તે જ બ્રાહ્મણ છે કે જે અહીં પોતાના વૈદિક ધર્મના શાસ્ત્રોમાં અને મંત્રોમાં વિદ્વાન ગણાય છે; ને વળી જે રાજ-માન્ય છે, અને યશસ્વી છે, ખ્યાતિવાળો છે. પૂર્વે આણે જ હાથીના તોફાન વખતે મંદિરમાં પેસી જઈ શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ પ્રત્યે માલમેવા ખાનારા તરીકેનું મશ્કરીવાળું વચન ઉચ્ચાર્યું હતું; કેમકે એ વખતે એનું ચિત્ત મદના લેપથી લેપાયલું હતું. પણ આજે આશ્ચર્ય છે કે એણે અહિં આવવા પૂર્વે એ જ જિનમૂર્તિની વીતરાગ તરીકે સુંદર સ્તુતિ કરી! કાળના ભેદ અગમ છે! જીવોના હૃદયના ભાવોના ભેદ અકળ છે, દુર્જ્ઞેય છે. આ કેમ અહીં આવ્યો હશે? પણ હવે જોઇએ છીએ આગળ શું બને છે.'

આચાર્યનું માનવંતુ સંબોધન :—

એમ વિચારી આચાર્ય મહારાજ પૂછે છે એને, 'અહો અનુપમ બુદ્ધિનિધાન! કુશળ છે તમને? કયા પ્રયોજનથી અત્રે આવવું થયું?'

શાસન માટે હીરા ખેંચવા હોય તો શી રીતે ખેંચાય? મૃદુવાણી અને વત્સલ હૃદયથી, ને સામાના ગુણની કદરથી ખેંચી શકાય.

પુરોહિત અચંબો પામે છે, 'હું અનુપમ બુદ્ધિનિધાન? આવા સમર્થ અને વિદ્વાન સૂરિજી મને આ રીતે સંબોધે છે? આ કેવા વિશાલ હૃદયના મહાત્મા! ખરેખર મારાં તો ભાગ્ય ઊઘડી ગયાં લાગે છે! ગઈ કાલે સાધ્વી માતા એવા

મળ્યા કે જેમણે મારા પ્રત્યે વાત્સલ્યનાં પૂર વહેવડાવ્યાં! ત્યારે આજે આવા મોટાં આચાર્ય મહારાજ પણ મારા જેવા નગણ્ય માણુસ પર કેટલું બધું વાત્સલ્ય અને કરુણા વહેવડાવી રહ્યા છે! નહિતર મહાજ્ઞાની જેવા એ મહાપુરુષ મારા જેવા અજ્ઞાનીને અનુપમ બુદ્ધિનિધાન શાના કહે? તેમ જગતથી પર થઈ બેઠેલા એમને જગતની મોહમાયામાં ખૂંચેલા એવા મારું કુશળ પૂછવાની ય શી પડી હોય? ઠીક છે, પૂછે છે તો હવે યોગ્ય જવાબ દેવા દે.'

હરિભદ્રનો સુંદર જવાબ :—

એમ વિચાર કરીને હરિભદ્ર પુરોહિત કહે છે,–

"ભગવન્! શું હું અનુપમ બુદ્ધિનિધાન છું? કે બુદ્ધિનો બેલ છું? કારણ કે એક 'ચક્કી દુગં' વાળી ગાથાનું એક 'ચક્કી' વચન પણ હું ન સમજી શકયો, તો હું બુદ્ધિનો નિધાન શાનો? અલબત્ ઈતર શાસ્ત્રો પર વિચાર તો મેં કર્યો છે, પરંતુ અભિમાનમાં ફુલેલો હું કેવો મૂઢ કે મેં આગળ એથી પણ મહાન શાસ્ત્રો હશે એની કલ્પના સરખીય કરી નહિ! ઉલ્ટું એમ માન્યું કે જગતમાં કોઈ એવું શાસ્ત્ર નથી જે હું ન સમજી શકું" તેથી જ પ્રતિજ્ઞા કરી કે, ન સમજું તો સામાનો શિષ્ય થઇને પણ સમજ્યા વિના રહું નહિ.

"આમ વિદ્વત્તાનું માત્ર મિથ્યા અભિમાન લઇને હું ફરતો હતો, પરંતુ ગઈ કાલે મેં સાધ્વીજીના મુકામ પાસેથી પસાર થતાં 'ચક્કી દુગં હરિ પણગં' વાળી ગાથા બોલાતી સાંભળી. એનો અર્થ હું સમજ્યો નહિ. ત્યાં મારું અભિમાન ઘવાયું કે 'હેં? આવાં પણ શાસ્ત્ર વચન હોય છે જે હું નથી સમજી શકતો? તો મારામાં વિદ્વત્તા શી?' એમાં અંદર જઈ આર્યા સાધ્વીજીને અર્થ પૂછતાં એમણે આપશ્રીની ભલામણ

કરી. તેથી એનો અર્થ સમજવા આપશ્રીની તારક સેવામાં હાજર થયો છું. આટલો અર્થ સમજવા જેટલી ય મારામાં બુદ્ધિ નહિ એવા મને આપ 'બુદ્ધિ–નિધાન' શી રીતે કહો છો?'

હરિભદ્ર બુદ્ધિનિધાન શી રીતે? :—

આચાર્ય મહારાજ કહે છે,– 'જો ભાઇ! તેં અહીં મંદિરમાં જે સ્તુતિ કરી તે અમે સાંભળી છે. વીતરાગ ભગવાનની આવી યથાર્થ સ્તુતિ બુદ્ધિહીન તો શું, પણ સામાન્ય બુદ્ધિવાળો ય ન કરી શકે! તો એવી અદ્ભુત સ્તુતિ કરનાર તું બુદ્ધિ–નિધાન કેમ ન કહી શકાય? **વીતરાગની યથાર્થ સ્તુતિ કરે એ બુદ્ધિમાન જ ગણાય.**

ખોટી ખુશામતની ખરાબ અસર :—

આચાર્ય મહારાજ કેવો સરસ માનસશાસ્ત્રીય અભિગમ (**Psychological Approach**) કરે છે! કોઇને આકર્ષવો છે તો પહેલાં એના 'સદ્ભુત' એટલે કે વાસ્તવમાં એનામાં હોય એ ગુણની પ્રશંસા કરો. ગુણ ન હોય અને ગુણની પ્રશંસા કરે તે ખુશામતમાં જાય, અને તેથી સામા પર એની સારી અસર ઊભી ન થાય. કેમકે એ ખુશામત સાંભળી સમજવાનો કે 'મારામાં કાંઈ આવા ગુણ નથી, છતાં આ ભાઈ ગુણ ગાય છે, તો એમાં લાગે છે કે આ ખુશામત ચાપલુસી કરીને મારી પાસેથી એમને કોઈ સ્વાર્થ સાધી લેવો છે. પણ આપણે બંદા ય કાચા નથી કે આવા ખુશામતીઓથી લલચાઇએ. લલચાય એ બીજા.' સામાની ખોટી ખુશામત કરવા પર સામાને આવું લાગવા સંભવ. તો બોલો, ખુશામતના ઘરની ગુણપ્રશંસાની આ શી સારી અસર થઇ? કશી જ નહિ. કદાચ આવી પ્રશંસા ન કરી હોત તો

સામાના માથે આપણો એક ગંભીર આત્મા તરીકે જે ભાર બોજ રહેત, વજન રહેત, તે ખોટી પ્રશંસા કરીને ઉલટું આપણે જ આપણું વજન ઘટાડ્યું!

**પ્રશંસા, હકીકતમાં જે ગુણ હોય, એ ગુણની કરવી.**

હવે જુઓ પ્રશંસા કોને ન ગમે? તમે સામાની પ્રશંસા કરો, એટલે એનું તમારા તરફ આકર્ષણ થવાનું, તમારા પર એનો ભાવ વધે; પછી તમારે કડવું કહેવું હોય, ભારે કહેવું હોય, તોય તે પ્રેમથી કહી શકો, અને તે સાચે જ સ્વીકારે.

**સિગારેટ કેવી રીતે બંધ કરવી?**

વિલાયતમાં એક માણસને પોતાનો પુત્ર ખાનગીમાં સિગારેટ પીતો હતો તે બંધ કરાવવી હતી, એક દિવસ એણે શું કર્યું? આનંદ-મંગળથી પિતા-પુત્ર ઘરમાં બેઠા હતા ત્યારે બાપે કહ્યું,

'જ્હોન! મેં સાંભળ્યું છે તું સારો સ્પોર્ટસમેન છે. (ખેલાડી છે.)'

પુત્ર કહે,– 'સારો તો કાંઈ નહિ પપ્પા! પણ મને એનો શોખ છે.'

બાપ કહે, 'જો જ્હોન! તું તો શાણો છે એટલે એમજ કહે, પણ જો, એમ કર, તું એના સારામાં સારાં સાધન વસાવી લે. પૈસાની ચિંતા કરીશ નહિ; લે આ ૧૦ પૌંડ, પણ ઊંચા સાધનથી તું સ્પોર્ટસનો એવો અભ્યાસ કર કે તું વિશ્વમાં શ્રેષ્ઠ કોટિનો સ્પોર્ટસમેન થાય, એમ હું ઈચ્છું છું. મારા તને આશીર્વાદ છે તું એવો થજે,'

પુત્ર તો આ સાંભળીને ખુશખુશાલ થઈ ગયો! એમાં વળી સ્પોર્ટસનાં ઊંચા સાધન વસાવી લેવા પૈસા આપ્યા એટલે એવો લહેવાઈ ગયો કે એના બાપ તરફ ભાવ ઊંચા

થઈ ગયા! એ કહે છે, 'બાપુજી! આ તમારો મારા પર અત્યંત સ્નેહ અને ભારે ઉપકાર છે.'

બાપ કહે 'પણ જહોન! જોજે જેણે ઊંચી કક્ષાના સ્પોર્ટ-સમેન થવું હોય એની છાતી લોખંડી જોઈએ. તો જ એ મેદાનમાં હજારો માણસ દેખતાં ડઘાઈ નહીં જાય, અને પોતે પોતાની રમતમાં નામ કાઢશે. માટે છાતી મજબૂત બનાવજે, અને જહોન! જોજે ડોકટરો કહે છે, 'જેને બહુ દારૂ પીવા જોઈએ, અકરાંતિયાની માફક ખાવા જોઈએ, જેને કોકીન લેવા જોઈએ, જેને સિગારેટ પીવા જોઇએ...એ બધાની છાતી કમજોર બને છે. માટે આવા કોઈ વ્યસનમાં તું ન ફસાતો. તો જ તારી છાતીના પાટીયાં મજબૂત રહી, તું દુનિયાનો નામી સ્પોર્ટસમેન થઈ શકશે.'

આટલું બહુ લાગણીવશ બાપે કહેતાં કહેતાં છોકરો એવો પાણી પાણી થઈ ગયો કે ઝટ ઊભો થઈ હાથ જોડી કહે 'તો બાપુ! માફ કરજો, મને સિગારેટનું વ્યસન લાગેલું; પરંતુ આપે ઠીક મારી આંખો ખોલી નાખી. આજથી એના જીવનભર માટે પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરું છું' એમ બોલી ખીસામાંથી સિગારેટના પાકીટ કાઢી તોડી ફોડી ગટરમાં ફેંકી દીધાં!

વાત્સલ્ય અને સદ્‌ભૂત ગુણની પ્રશંસા આ કામ કરે છે કે સામાની બદીને નાબુદ કરી નાખે.

માનસશાસ્ત્રની પદ્ધતિ છે. જૈન શાસનની તો આ પરાપૂર્વ કાળની મૈત્રી અને પ્રમોદભાવના ઘરની આ પદ્ધતિ છે. તમારે સામાને શિખામણ દેવી છે? કડવું સંભળાવવું છે? તો એ પહેલાં તમે એને સાચું હેત, પ્રેમ, વાત્સલ્ય દેખાડો; પછી એના સદ્‌ભૂત ગુણો—સુકૃતોની પ્રશંસા—ઉપબૃંહણા કરો,

કરીને એના મનમાં કડવું–કઠણ–કડક પણ ઝીલવાનો ઢાળ ઊભો કરો. એ કર્યા પછી કડવું સંભળાવો એ સીધું ઢાળ દ્વારા સામાના મનમાં અંદર ઊતરી જશે. આચાર્ય મહારાજે હરિભદ્ર પુરોહિતને એમ આવર્જ્યા છે.

આચાર્ય મહારાજે હરિભદ્ર પુરોહિતને બુદ્ધિનિધાન તરીકે સંબોધ્યા, એ સંબોધન ખાલી ખુશામતનું નહિ કિન્તુ વાસ્તવિક હકીકતનું છે. એનો પણ ખુલાસો આચાર્યશ્રીએ સુંદર કર્યો.

મૈત્રી–પ્રમોદનો જીવનઅભ્યાસ જરૂરી :—

પરંતુ અહીં આ સમજવાનું છે કે સામા પર એવા અવસરે વાત્સલ્ય અને પ્રમોદભાવ ક્યારે પ્રગટ થાય? કહો, જીવનભરમાં આ મૈત્રી આદિ ભાવો વ્યાપેલા હોય; રોજ ને રોજ હૈયામાં અવારનવાર મૈત્રીભાવ એટલે કે સર્વ જીવો પર સ્નેહભાવ લવાયા કરાય; તેમજ બીજાઓના સારા પર પ્રમોદ–હર્ષ લાવ્યા કરીએ; પછી ભલે દુશ્મન હોય તોય એના સારા પર આપણા હૈયામાં પ્રમોદભાવ લાવ્યા કરતા હોઈએ, ત્યાર અવસરે એ મૈત્રીભાવ–વાત્સલ્ય અને પ્રમોદ–હર્ષનો ભાવ આવીને ઊભા રહે. ત્યારે અહીં વિપરીત વસ્તુ દેખાય છે, કહે છે,–

પ્ર૦– બીજાઓનું નરસુ નજરમાં ઝટ આવે છે ને એના પર ઈર્ષ્યા અસૂયા ઝટ ઊઠે છે. બીજાનું નરસુ મનથી સહી શકાતું જ નથી. ત્યાં શું કરવું?

ઉ૦– આનો ઉપાય એ છે કે,

જગતને સારા રૂપમાં જ જોવાની ટેવ પાડો.

એક પ્રયોગ કરવા જેવો છે. જ્યારે જ્યારે પોતાના કામમાંથી બીજા ઉપર અર્થાત્ જગત ઉપર દૃષ્ટિ જાય ત્યારે ત્યારે

ઉજ્જવળ દૃષ્ટિ રાખવી, Positive Outlook જ ઊભું કરવું. અર્થાત્ જગતને ઊજળી બાજુથી જ જોવું, જગતની ઊજળી બાજુ જ જોવી. મનને એમ ભાવવું કે 'અહો! જગતમાં કેવું કેવું સારું સારું છે!' એમ કરી બીજાઓમાં સારું તત્ત્વ, સારી બાજુ, સારો સદ્‌ગુણ, સારાં સુકૃત જોવાં. આ જોવાના બહુ અભ્યાસથી પછી સારું જ જોવાની એક ટેવ ઊભી થઈ જશે; અને એમાં મન સાંકડું અને કાળું બનવાનું મટી એના બદલે વિશાળ અને ઊજળું બનશે. નહિતર તો

બીજાનું નરસું જ નરસું જોયા કરવામાં તો મન ક્ષુદ્ર, સાંકડું રાંકડું અને કાળું બને છે.

**શું બીજાના વાંકે આપણું મન કાળું કરવું?**

માનો કે બીજામાં દોષ છે, હવે જો આપણે ગુણદૃષ્ટિના બદલે દોષદૃષ્ટિથી એ દોષ જ લક્ષમાં લઈએ, ને દોષવાળા તરફ ઘૃણાની નજરથી જોઇએ છીએ, તો ત્યાં આપણે જાતેજ આપણું મન બગાડ્યું. આ દોષદૃષ્ટિથી બીજાના દોષે અર્થાત્ બીજાના વાંકે આપણું મન બગાડ્યું ગણાય. આ કરનાર આપણે શાણામાં ખપીએ? કે મૂરખમાં? દુનિયામાં બીજાના વાંકે કોઈ પોતાનું નહિ બગાડે. દા. ત. પોતાના આંગણા આગળ પાડોશી કચરા નાખતો હશે તો તેથી પોતે પોતાના જ આંગણા આગળ વધારે કચરો નાખી પોતાનું આંગણું નહિ બગાડે! દોષદૃષ્ટિથી બીજાના દોષ જોવા કરતા ગુણદૃષ્ટિથી બીજાના ગુણ જોવામાં આપણું મન નથી બગડતું પરંતુ પ્રસન્ન પ્રફુલ્લિત રહે છે.

હરિભદ્ર બ્રાહ્મણે પહેલાં વીતરાગની મશ્કરી કરવાની ભૂલ કરી હતી અને તે આચાર્યે સાંભળી હતી, પરંતુ અત્યારે એના જ મુખે વીતરાગની સારી સ્તુતિ સાંભળી, તો આચાર્ય

શ્રીએ હરિભદ્રનું પૂર્વનું નરસું યાદ કરી એના પર સૂગ ન કરી, અર્થાત્ એના પર પોતાનું મન ન બગાડ્યું. બીજાના વાંકે પોતાનું જ મન શા માટે બગાડવું? એમણે તો ઉલ્ટું મન પ્રફુલ્લિત ગુણાનુરાગી કરી હરિભદ્ર પુરોહિતને 'હે બુદ્ધિનિધાન!' એમ સંબોધન કર્યું!

કૃષ્ણ વાસુદેવની ગુણદૃષ્ટિ :—

ત્રણ ખંડના માલિક કૃષ્ણવાસુદેવને આવી ગુણદૃષ્ટિ હતી એની ઈન્દ્રે સભામાં પ્રશંસા કરી; ત્યારે એક દેવતાએ એની પરીક્ષા કરવા કૃષ્ણની સવારીના રસ્તા પર એક બાજુએ મરેલી કૂતરીનું સડેલું અને ભયંકર દુર્ગંધ મારતું મડદું વિકુર્વ્યું! ત્યાંથી અમલદારો સિપાઈઓ વગેરે તો નાક મચકોડતા ચાલ્યા; પણ કૃષ્ણ વાસુદેવ ત્યાંથી જતાં મડદા સામે જોઈ બોલી ઊઠ્યા 'અહો! આ મડદાના મુખમાં પેલી દાંત-પંક્તિ વાહ! કેવી સફેદ મોતીના દાણાની જેમ ચળકી રહી છે!' એક ટેવ જ પાડી દીધી હોય કે 'ક્યાંય પણ ઉજળું જ જોવું, સારું જ જોવું.' પછી શું કામ હલકા તરફ દૃષ્ટિ જ લઈ જવાય? ને ઉજળું જ જોવાની ટેવમાં મન પણ કેટલું બધું પ્રસન્ન અને પ્રફુલ્લિત રહે? બોલો આપણે સુખી શેમાં? મન ઉદ્વિગ્ન વ્યાકુળ ઉન્મત્ત રહે ત્યાં? કે મન પ્રસન્ન–પ્રશાંત–પ્રફુલ્લિત રહે ત્યાં? કહેવું જ પડશે મન પ્રસન્ન હોય ત્યાં જ સુખી.

મહાત્માઓ ઉપદ્રવો પરીસહોની ધારાબદ્ધ ઝડીઓમાં પણ કેમ પ્રસન્ન રહેતા? કહો, ત્યાં એ 'હાય! આ અશુભનો ઉદય આવ્યો!' એમ હલકી કાળી બાજુ નહોતા જોતા, પરંતુ 'હાશ! (૧) આ અશુભ કર્મના ક્ષયનો કેવો મજેનો અવસર મળ્યો!' એમ (૨) હાશ! આ સામા જીવ પર ક્ષમા અને વાત્સલ્ય કમાવવાનો કેવો સરસ મોકો મળ્યો!' આ બે

જબરદસ્ત ઊજળી બાજુ નજર સામે રહે, પછી શું કામ આર્ત-ધ્યાન, અસમાધિ, નિરર્થક કર્મબંધ,...વગેરે તોફાન ઊભા થાય? અલબત્ વસ્તુમાં કાળી બાજુઓ છે, પરંતુ દોષદૃષ્ટિથી એ લક્ષમાં લઇએ તો દ્વેષ–સૂગ–આર્તધ્યાન–અસમાધિ વગેરે માનસિક બગાડા આપણે વહોરીએ છીએ. અર્થાત બીજાના વાંકે આપણે આપણું મન બગાડીએ છીએ. ઉજળું જ જોવાની દૃષ્ટિ આનાથી બચાવી લે છે.

મન પ્રસન્ન પ્રશાત રાખો :—

ત્યારે એ પણ ખાસ સમજી રાખવા જેવું છે કે ઉચ્ચ ધર્મના શુભ ભાવો પ્રસન્ન અને પ્રશાંત મનમાં ઊગી શકે છે, તેથી જીવનમાં આ ગુણદૃષ્ટિ ખૂબ જ જરૂરી છે.

આચાર્ય જિનભટ્ટ સૂરિજી મહારાજ એ ગુણદૃષ્ટિથી જ એક વખતના અભિમાની પણ વર્તમાનમાં વીતરાગની સ્તુતિ કરવાના ગુણવાળા હરિભદ્ર બ્રાહ્મણને ' હે બુદ્ધિનિધાન ' શબ્દથી સંબોધે છે.

' બુદ્ધિનિધાનનો ' ખુલાસો :—

અહીં આચાર્ય મહારાજે આ હરિભદ્ર પુરોહિતથી મંદિરમાં સારી વીતરાગની સ્તુતિ ગવાયેલી સાંભળીને પુરોહિતમાં સારી બાજુ જોઈ છે એટલે એને ' બુદ્ધિનિધાન ' તરીકે સંબોધ્યો છે. ત્યારે હરિભદ્રને હવે પોતાની અજ્ઞાનતા મૂઢતા સાલે છે એટલે આ સંબોધન યોગ્ય નથી લાગતું, તેથી પૂછે છે ' પ્રભુ! હું બુદ્ધિનિધાન શાનો?

ત્યા આચાર્ય મહારાજ કહે છે,– ' મંદિરમાં જે તમે વીતરાગ પ્રભુની સ્તુતિ કરી, એ અનુપમ બુદ્ધિના નિધાન વિના કેમ બની શકે? આ જગતમાં એ રીતે વીતરાગ તરીકે પરમાત્માની ઓળખાણ થવામાં ખરી બુદ્ધિમત્તા જ છે. '

'હશે ભગવંત! પણ આપ કૃપા કરી 'ચક્કી દુગં' વાળી ગાથાનો અર્થ ન સમજાવો?'

અહીં કોઈક ઇતિહાસ એમ કહે છે કે હરિભદ્ર પુરોહિતે સીધું શિષ્યપણું માગ્યું. ત્યારે બીજો ઇતિહાસ એમ કહે છે કે પહેલાં તો એ ગાથાનો અર્થ માગે છે. દીક્ષાની વાત તો પછી જ્યારે ઊભી થાય છે ત્યારે બ્રાહ્મણોને જણાવતાં બ્રાહ્મણો ના કહીને ઊભા રહે છે. તેથી એમને સમજાવવા પડે છે. એટલે હવે જ્યારે પુરોહિત અર્થ માગે છે ત્યારે આ સવાલ ઊભો થાય છે કે,– શું ગુરુદેવ એને સીધો અર્થ સમજાવીને રવાના ન કરે? ના, એમાં સામા પર શો બહુ ઉપકાર થાય?

ઉપકારપાત્ર જીવને ટુંકેથી ન પતાવાય :—

એટલે આચાર્ય મહારાજ તો કહે છે કે, 'ભો મહાભાગ! જૈન શાસનનો અર્થ સમજવા માટેની ઊંચી વ્યવસ્થા સાંભળો. અહિં તો પહેલાં મુનિદીક્ષા લઇ તે તે સૂત્રને લગતી તપસ્યા કરવામાં આવે છે. યોગોદ્વહન કરવા પડે છે, પછી વંદન વગેરે વિનય–વિધિ દ્વારા શાસ્ત્ર અને એનું વ્યાખ્યાન મેળવવા યોગ્ય હોય છે. તો જ શાસ્ત્રોના સારા વિસ્તાર અને પરમાર્થ મળે, પહોળાઈ અને ઊંડાઈ મળે. હવે તમને ઉચિત લાગે તેમ કરો. તમે વસ્તુના સારા ખપી છો, તો મારી તમને સલાહ છે કે એમજ અર્થ સમજી લેવાની ખોટી ઉતાવળ કરતા મા.'

હરિભદ્ર ક્ષાત્રવટ દેખાડે છે :—

હવે શું થાય? પુરોહિતનું ચિત્ત ગંભીર વિચારણામાં ચઢી ગયું,–'સંસારત્યાગ કરી મુનિદીક્ષા લઇને પછી તપો-વિધાન દ્વારા શાસ્ત્રો પ્રાપ્ત કરવાની આમની વાત તો ઘણી સુંદર છે! કેમકે કોને ખબર, આવી ગાથાના કરતાં તો કેટ-લુંએ અગાધ જ્ઞાન આમને ત્યાં હશે! તો તે એ રીતે જ

સહેલાઈથી મળે પરંતુ દીક્ષા એટલે જીવનભર માટેનો સંસાર-ત્યાગ! એ કેમ બને મારાથી. ત્યારે બીજી બાજુ મારે અર્થ સમજવા જરૂર પડયે સામાનો શિષ્ય થઇને પણ સમજવાની પ્રતિજ્ઞા છે. માટે હવે તો નિયમ તે નિયમ.' અંદરનું ખમીર ઊછળે છે અને ક્ષાત્રવટ દાખવી આચાર્યશ્રી પાસે ચારિત્ર અંગીકાર કરી લેવાના નિર્ધારવાળા બને છે. અહીં એક પ્રશ્ન થાય કે,–

સંસારસુખો એકાએક શે છુટયા? :—

પ્ર૦– આ રાજાના માન્ય અને હોદ્દેદાર વિદ્વાન પુરોહિત હરિભદ્ર હજીની ઘડી સુધી રાજાનો માનવંતો હોદ્દો બજાવ્યો છે. રાજદરબારે જવાનું તે રાજાની પાલખીમાં બેસીને! એટલે સન્માન અને આવક સારી! એ પ્રમાણમાં સંસારના સુખોમાં મહાલતા હશે. હવે જૈન મુનિના પહેલા જ પરિચયમાં આવ્યા છે, તો એ સુખો એકાએક જિંદગીભર માટે એમનાથી શે મુકાઈ ગયા?

ઉ૦– એમનો દીક્ષા પ્રસંગ પૂર્વકાળની વિશેષતાઓ સૂચવે છે. પહેલી વિશેષતા આ, કે પ્રતિજ્ઞાના પાલન માટે પૂર્વકાળના ઉત્તમ માણસો સર્વ ભોગ આપવાની તૈયારીવાળા રહેતા. એટલે જ આપણને સાંભળવા મળે છે કે મોટા રાજાઓ કે રાજકુમારો એકી કલમે કયારેક રાજ્યપાટ સુદ્ધાં છોડીને પોતાની પ્રતિજ્ઞા યા પોતાનો કોઈ કર્તવ્યધર્મ બજાવવા નીકળી પડતા! રામચંદ્રજી પિતાના વચનપાલનમાં અનુકૂળ થવાનું કર્તવ્ય બજાવવા ૧૨ વર્ષ વનવાસે નીકળી પડયા ને?" ક્ષત્રિય બચ્ચાઓ એવા અવસરે જાનના જોખમે લડાઈ કરવા નીકળતા! અરે ક્ષત્રિયાણીઓ અવસર આવી લાગ્યે પોતાના પ્રાણ પણ આપી દેતી!

હરિભદ્ર બ્રાહ્મણ આ કક્ષાના હતા, 'પ્રતિજ્ઞા–પાલનનું મહાન કર્તવ્ય બજાવવાનો અવસર આવ્યો છે, તો ભલે એમાં કર્તવ્યપાલનની સામે તુચ્છ અને નગણ્ય નાશવંત સંસારસુખો આજે જ નાશ પામો,' એવી ગણતરીના છે. અલબત્ એ ચારિત્રગ્રહણ માટે કુટુંબને સમજાવવા જાય છે, પરંતુ સંસાર-સુખ તો છોડવા જ છે. કેમકે

જીવનમાં સુખ સારભૂત નહિ, પણ કર્તવ્યપાલનને જીવનનો સાર માની લેવાય તો એની ખાતર સુખનો ત્યાગ કઠિન નથી.

**હરિભદ્ર કેમ કુટુંબને સમજાવવાનો વિલંબ કરે છે? :—**

પ્ર૦— ખેર, પરંતુ પુરોહિત હરિભદ્રે પોતાના કુટુંબની રજા લઇ આવવાનું કેમ વિચાર્યું? પ્રતિજ્ઞા–પાલનમાં તો પોતે જંગેબહાદુર હતા, તેથી વિલંબ શા માટે કરે?

ઉ૦— વાત સાચી, જ્યારે જીવને અંતિમ વહાલું સુખ, તે પણ એકદમ જ છોડી દેવું છે, તો કુટુંબને ય એકાએક મૂકી દેવામાં વિલંબ ન કરે; કેમકે માન્યું છે કે 'પ્રતિજ્ઞા-પાલન એ જ જીવનનો સાર છે, પણ સગા–વહાલાનો રાજીપો લેવો એ સાર નહિ;' કિન્તુ હરિભદ્ર એમ સમજતા હતા કે વૈદિક ધર્મને લઇને જેમ મને અજ્ઞાન દશામાં જૈન ધર્મ પ્રત્યે અભાવ હતો, એમ આ કુટુંબીઓને પણ અભાવ હોઈ જો એમને પૂછવા સમજાવવા ન જાઉં તો મારે જૈન સાધુ થવામાં એમણે રાજીપો દેખાડવાનું તો દૂર પરંતુ જૈન ધર્મના વધારે દ્વેષી થઇને ઊભા રહે! તો મારે એમ કાંઈ એકલી પ્રતિજ્ઞા સામે જોઈ એ બિચારાને જૈન ધર્મના વધારે દ્વેષી બનાવવાનો મોખ નથી.' પછી શું કામ એ એવા કુટુંબીઓને પૂછવા–સમજાવવા ન જાય?

અલબત્ જૈન શાસનમાં કુટુંબને પૂછ્યા વિના દીક્ષિત થયેલા મહાપુરુષો છે :—

આપણને કેટલાય સીતારા મહાપુરુષો આમ જ મળ્યા છે,– ચારિત્રની ભાવના થઈ કે કુટુંબીઓને પૂછવા ગયા વગર તરત ત્યાં જ ચારિત્ર લઈ સાધુ થઇને બેસી ગયા! દાખલા તરીકે,–

બહુ પૂર્વે જુઓ **બાહુબળજી** યુદ્ધ કરતાં કરતાં જ ભાવના થઈ તો કુટુંબીઓને સમજાવવા ગયા વિના ત્યાં યુદ્ધ-ભૂમિ પર જ ચારિત્ર લઇને ઊભા રહી ગયા!

**સનતકુમાર ચક્રવર્તી** એકાએક સોળ રોગ ઊભા થઈ ગયેલા દેખી કુટુંબીઓને સમજાવવા બેઠા વિના જ ચારિત્ર લઇને નીકળી પડ્યા!

વર્તમાન શાસનમાં જુઓ પહેલાં તો **ગૌતમસ્વામી** અને બીજા દસ ગણધરો પોતાના ૪૪૦૦ શિષ્યો સાથે યજ્ઞ કરાવતા ઊઠીને ભગવાન મહાવીર પરમાત્મા પાસે આવેલા, ને પ્રભુની વાણી સાંભળી સીધા ત્યાં જ સાધુ થઇને બેસી ગયેલા!

પછી **પ્રભવસ્વામી** જંબૂકુમારને ત્યાં ચોરી કરવા ગયેલા ત્યાં એનો ત્યાગ જોઈ બૂઝી ગયા, તે જંબૂકુમારની સાથો સાથ સવારે ચારિત્ર લેવા નીકળી પડ્યા!

એમના પટ્ટધર **શય્યંભવસૂરિ** શી રીતે નીકળેલા? બ્રાહ્મણ હતા, યજ્ઞના સ્તંભની નીચે જિનમૂર્તિ દાટેલી દેખી યજ્ઞ કરાવવો ઉભો મૂકી પ્રભવસ્વામીની પાસે એ દેવાધિદેવ કોણ? કેવી રીતે થયા? વગેરે તત્ત્વ પૂછવા આવેલા, તત્ત્વ જચ્યું ને તરત ત્યાં ને ત્યાં દીક્ષા લઈ લીધી! ન ગોરને યજ્ઞ ભળાવવા ગયા, કે ન ઘરે ગર્ભિણી પત્નીને પૂછવા–સમજાવવા ગયા!

**સ્થુલભદ્રસ્વામી** પણ કેમ બન્યા?

એમના પર કોશા વેશ્યાને અથાગ રાગ હોવાથી બાર બાર વરસથી આ કોશા વેશ્યાને ત્યાં રહેનારા, તે રાજાએ એમને બોલાવી મંત્રીમુદ્રિકા આપવા માંડી તો કહે 'ઊભા રહો જરાક વિચાર કરી લઉં,' ને વિચાર કરી લીધો કે મંત્રી બનવામાં કોશા વેશ્યાના ચોવીસે કલાકના સુંવાળા સુખ ગુમાવવાનું થાય. માટે મંત્રીપણું નથી જોઈતું, તો પછી સંસારસુખમાં બેસી રહેવામાં મોક્ષના અનંતસુખ અને એ સુખ પમાડનાર ચારિત્ર પામવા ને પાળવાનું ગુમાવાય છે, માટે સંસારસુખ ન જોઇએ, સંસારવાસ નથી જોઇતો!' એમ કરી ત્યાં ને ત્યાં સાધુવેશ પહેરી લીધો, ને ગુરુ પાસે ચાલી નીકળ્યા! કશું ઘરે પૂછવા ય ગયા નહિ, ને ૧૨-૧૨ વર્ષની પ્રિય કોશા વેશ્યાને સમજાવવા પણ ગયા નહિ. કેમ વારુ? કહો, એટલી બધી સંસારત્યાગની ભાવનાની આગ લાગી હતી.

પ્ર૦- તો જંબૂકુમાર કેમ ઘરે પૂછવા ગયેલા? ને શાસ્ત્રે પણ કેમ કુટુંબને પૂછવા-સમજાવવાનું કહ્યું છે?

ઉ૦- સવાલ સારો છે; ખૂલાસો આ છે,-જંબૂકુમાર જે પૂછવા ગયેલા એમાં તો (૧) એક તો એમને વિશ્વાસ હતો કે માતાપિતાને મારા પર એટલો બધો નિઃસ્વાર્થ પ્રેમ છે કે મને જે અત્યંત ગમે, એમાં એ ના નહિ પાડે. મારું દિલ દુભાય એવું નહિ કરે; અને (૨) બીજી વાત એ છે કે કદાચ મારો વૈરાગ્ય અને ત્યાગ જોઇ એ પણ બૂઝી જાય તો મારી સાથે જ સંસારત્યાગ કરે." એ વિશ્વાસ એમનો ઠગારો ન નીકળ્યો. તમે કુટુંબ પર આ વિશ્વાસ મૂકી શકશો?

હવે શાસ્ત્રની વાત-શાસ્ત્રે કેમ પૂછવાનું કહ્યું? તો કે શાસ્ત્રે જે કુટુંબને પૂછવા-સમજાવવાનું કહ્યું છે એ સાધારણ ચાલુ સંયોગોમાં; પરંતુ એમાં ય સમજાવવાના સર્વ ઉપાય

કર્યા પછી ય ન સમજે તો શાસ્ત્ર 'અટવીગ્લાન ત્યાગ' ના ન્યાયે માતાપિતા વગેરેને છોડી જઈ ચારિત્ર લઈ લેવાનું કહે છે, અને એમાં કુટુંબીને તરછોડયા એમ શાસ્ત્ર નથી કહેતું, પરંતુ સાચવ્યા એમ માને છે; કેમકે એમાં ભવિષ્યમાં એ કુટુંબીઓને પોતાનાથી ધર્મ પામવાને અવકાશ છે.

બાકી અસાધારણ સંયોગમાં એ કુટુંબીઓને સમજાવવાની વિધિ કર્યા વિના જ ચારિત્ર લઇ લે તો શાસ્ત્ર નામંજૂર નથી કરતું. ઠેઠ ઇન્દ્રભૂતિથી માંડીને પહેલા કહી તે દીક્ષાઓ માટે શાસ્ત્રે ક્યાંય અયોગ્ય દીક્ષા નથી કહી. ઉત્સર્ગ હોય ત્યાં અપવાદ હોય, અસાધારણ સંયોગ માટે આ અપવાદ માર્ગ છે. છતાં વિદ્વાન હરિભદ્ર પુરોહિત પોતાના તેવા સંયોગમાં કુટુંબીઓ જૈન ધર્મના વધુ દ્વેષી ન થઈ જાય એ માટે એમને પૂછવા–સમજાવવા ગયા, એ પણ સમયોચિત હતું.

વેવલા સવાલને બદલે માલદાર સવાલો :—

બાકી તો 'હરિભદ્ર પુરોહિતથી એકાએક સંસારસુખ કેમ છૂટયા?' 'પ્રતિજ્ઞા હતી તો તરત જ ચારિત્ર લઈ લેવાને બદલે ચારિત્ર લેવા પૂર્વે કુટુંબીઓને કેમ પૂછવા–સમજાવવા ગયા?...' વગેરે વેવલા સવાલ ઊઠાવવાને બદલે આ વિચારો કે

એમણે પરાક્રમ કેવું કર્યું?

એ માટે એમનું સત્ત્વ કેટલું ઊંચું?

મનોમનની પણ પ્રતિજ્ઞા પાળવાની એમની ધગશ કેવી અને શાથી?

મહાપુરુષોનાં જીવનચરિત્ર જીવનપ્રસંગો સાંભળીને આ લેવાનું છે, આના પર જ મુખ્ય દૃષ્ટિ રાખવાની છે કે એમણે પરાક્રમ કેવું કર્યું? એમનું સત્ત્વ કેટલું? એમનો વૈરાગ્ય–ઉદારતા–ગંભીરતા– નિપુણમતિ વગેરે વગેરે ગુણો કેવા!...આ

વિચારીએ તો આપણે કાંઈક પામી જઈએ, કાંઈક સારું લઈને ઊઠીએ. બાકી

ફજુલ સવાલો ઉઠાવવામાં તો પામવાનું રહી જાય.

હરિભદ્ર પુરોહિત જૈન સાધુદીક્ષા લેવા માટે તૈયાર થઈ ગયા, પરંતુ કુટુંબ જૈનધર્મની આસ્થાવાળું નથી એટલે એ કુટુંબને જઈને સમજાવે છે, આમાં સામાની ભાવદયાનો અને ધર્મનિંદા—ધર્મહીલના અટકાવવાનો વિચાર છે, ને તે યોગ્ય જ છે.

જ્યારે પોતાને સર્વજીવદયાનું હૃદય બનવાથી ચારિત્ર લેવું છે તો એ હૃદયમાં કુટુંબીની ભાવદયા ન આવે? આવે જ, જરૂર ભાવદયા આવે.

ચારિત્ર—પરિણામ એ સકલ સત્ત્વ હિતાશય છે. એટલે?

ચારિત્રના ભાવમાં જગતના સમસ્ત જીવો પ્રત્યે પોતાના દિલમાં હિતનો ભાવ છે, હિતનો આશય છે, હિતનો પરિણામ છે. એટલે જ ચારિત્ર લીધા પછી બેસવામાં-ઊઠવામાં-ચાલવામાં—બોલવામાં—ખાવાપીવામાં...બધે આ પહેલી જાગૃતિ છે કે આમાં ક્યાંય મારા હાથે કોઈ પણ જીવનું અહિત ન થઈ જાય. જીવને મારવાનો તો નહિ, પણ એનું દિલ પણ પોતાના નિમિત્તે દુભાય નહિ એ કાળજી રાખવાની છે. તો જ ચારિત્ર સારું પળે, યથાર્થ પળે. એટલે જ જુઓને, ખંધકમુનિ મહર્ષિની ચામડી ઉતારી લેવા આવેલા મારાઓને મહર્ષિ કહે છે

'બાધા રખે તુમ હાથે થાયે, કહો તિમ રહીએ હો ભાયારે'

'તમે કહો તેમ ઊભો રહું જેથી તમારા હાથને ચામડી ઉતારતાં તકલીફ ન પડે.' કાર્યમાં તકલીફ—પડવા જેટલું ય

મારાઓનું મન ન દુભાય એ કાળજી મુનિરાજની છે. કેટલું બધું વિશાળ દરિયાવ દિલ! કારણ? ચારિત્ર એટલે સકલ સત્ત્વ હિતાશય. મુનિની રગરગમાં પ્રસરી ગયેલ છે. એમને દિલ એટલે માંસનો લોચો તો આપણા જેવો જ, પરંતુ એમાં ભાવ-ભાવના બહુ ઉચ્ચ કોટિના રાખ્યા છે. આપણે ન રાખી શકીએ? એટલા ઊંચા નહિ, તો થોડા ઊંચા ય ભાવ ન રાખી શકીએ? આ ફરીથી યાદ કરો કે દિલ-હૃદય તો ખંધક મુનિનેય એક માંસનો લોચો, અને આપણને પણ એવો જ માંસનો લોચો; છતાં એ મહાયોગી પોતાના દિલમાં આટલો ઊંચો શત્રુ પર વાત્સલ્યનો ભાવ વસાવી શકે, તો શું આપણેય એવા આપણા દિલમાં કેમ નાનો પણ શુભ ભાવ ન વસાવી શકીએ? આવા પૂર્વજ આપણને મળ્યા છે, તો એમના આલંબને થોડું ય સારું કર્યા વિના રહેવાય? વિચાર જોઈએ

'જો હું ઉત્કૃષ્ટ શુભ ભાવભર્યા મહાન પૂર્વજોનું આલંબન પામી દિલમાં થોડો ય શુભ ભાવ ન લાવું, તો ભવાંતરે આવા આલંબન મળવાની શક્યતા કે યોગ્યતા રહેશે?

મને ય દ્રવ્યથી મહાયોગી જેવું જ દિલ મળ્યું છે, તો એમાં શુભ ભાવ ભલે નાના પણ લાવી એને શુભ ભાવદિલ કેમ ન બનાવું? મલેચ્છ અનાર્ય કે ઢેડ ભંગી તરીકે જનમ્યો હોત, તો છતા માનવહૃદયે આ શુભ ભાવ એમાં ક્યાંથી વસાવી શકવાનો હતો?

ઉત્તમ જીવો પોતાના અણમોલ દિલ અને વર્તમાન અણમોલ માનવસમયની કિંમત સમજતા હતા, તેથી અવસર આવ્યે દુન્યવી માયાની મમતા મૂકી દેતા, અને કિંમતી માનવકાળમાં મળેલા દિલમાં પરોપકાર-ઉદારતા-ક્ષમા-વાત્સલ્યા-

દિના શુભ ભાવ ઊભા કરતા. ભૂતકાળનો પ્રસંગ છે,–

**કાશીનરેશના ભવ્ય ભાવ.**

કોશલ રાજ્ય મોટું, પણ કોશલનરેશના દરબારમાં અવારનવાર ગુણનિધાન કાશીનરેશના ગુણ ગવાતા. રાજાથી એ સહન થતું નહોતું, એટલે એણે વિચાર કર્યો કે 'લડાઈ કરી આને રાજ્યભ્રષ્ટ કરું, તો પછી એનાં ગુણગાન બંધ થઈ જશે.' જેથી એ મોટું લશ્કર લઈ ઊપડ્યો! કાશી રાજ્યના સીમાડામાં પેઠો એટલે સરહદ–રક્ષક સિપાઇઓએ કાશીનરેશને ખબર આપ્યા.

કાશીનરેશ મંત્રીમંડળને પૂછે 'કેમ કરશું? કોશલનરેશનું લશ્કર મોટું છે.'

મંત્રીઓ કહે 'એની ચિંતા શી? આપણા સુભટો જંગે-બહાદુર છે, વફાદાર છે, લડી લઇશું!'

પ્રજાહિતાર્થે રાજયત્યાગ .—

ત્યારે કાશીનરેશ કહે, 'જુઓ, તો પણ વિજયમાં શંકા છે, અને દુશ્મનના સુભટો યુદ્ધનો મામલો એટલે માથે મોઢ વિનાના, તે આપણા રાજયવિસ્તારમાં બિચારી પ્રજાને ભારે ખેદાન–મેદાન કરી નાખે! એના કરતાં બહેતર છે કે કોશલ-નરેશને આ રાજ્યગાદી જોઇએ છે તો એ સોંપી દેવાની, જેથી પ્રજાને જરાય માલહાનિ–જાનહાનિ થાય નહિ. હું જંગલમાં ચાલ્યો જાઉં છું. તમે કોશલનરેશની સામે જાઓ, એને આવકારો અને કહી દો કે નિર્દોષ પ્રજાને નુકશાન ન થાય એ માટે અમારા રાજા તમને કાશીનું રાજ્ય સોંપી દે છે, અને પોતે જંગલમાં ચાલ્યા ગયા છે. તો પધારો કાશીની રાજ્ય-ગાદી સંભાળી લો.'

બોલો, દિલમાં શુભ ભાવ કેટલા ઊંચા લાવી શકાય

એનું કોઈ માપ છે? ઉલ્લંઠ માણસ કહે છે કે 'મારે તારું રાજ્યાદિ સર્વસ્વ જોઈએ,' તો સીધો માણસ એને કહી દે કે 'નિર્દોષ પ્રજાને લડાઈથી નુકસાન ન થાય એ માટે આ મારું આખું રાજ્ય તને સોંપી દઉં છું, અને હું પોતે જંગલમાં ચાલ્યો જઈશ.'

મંત્રીઓ આ વાત સ્વીકારવા આનાકાની કરે છે, ત્યારે કાશીનરેશ પોતાનો નિર્ધાર જાહેર કરે છે કે 'હું તો વનમાં ચાલ્યો જ જવાનો છું અને તમને આજ્ઞા કરું છું કે તમારે આમ જ કરવાનું છે.'

મંત્રીઓ કાશીનરેશની પ્રજાવત્સલતા અને ભારે ભોગ આપવાની ઉદારતા પર ઓવારી જાય છે! પણ દિલમાં ભારે દુઃખ કરે છે કે 'અહો! આવા ઈશ્વરના અવતાર જેવા અમારા રાજાને આ દુઃખ?' એમની આંખમાં આસુ ઊભરાય છે, રોતાં રોતાં કહે છે,– 'મહારાજા! આવા ભગવાનના અવતાર જેવા આપને અમારે શિરછત્ર તરીકે ગુમાવવાના? કેવા અમે હીણભાગી!'

બસ, કાશીનરેશ જંગલમાં ચાલ્યો ગયો, અને મંત્રીઓએ કોશલનરશને હકીકત કહેવા સાથે વિનંતી કરીને લાવી કાશીની ગાદી પર રાજા તરીકે બેસાડી દીધો.

હૃદય એ માસનો લોચો : એમાં ઉચ્ચ શુભ ભાવ લાવી શકાય :–

બોલો, કાશીનરેશના દિલમાં કેટલા ઊંચા ઉત્તમ ભાવ! 'મારા રાજ્યલોભ ખાતર બિચારી પ્રજાને ખેદાન–મેદાન થવા દઉં? ના, માર રાજ્ય જાઓ તો ભલે જાઓ, મારી વહાલી પ્રજાને કશું નુકસાન ન થાઓ.' સ્વકીય સર્વસ્વ–ભોગ અને પરદુઃખ–ભંજનનો કેટલો અદ્‌ભુત શુભ ભાવ! એનું દિલ આ-પણી જેમ જ એક માંસનો લોચો; પરંતુ એમાં આટલા ઊંચા

શુભ ભાવ લાવવા–વસાવવા હોય તો લાવી–વસાવી શકાય છે એ આ વર્તમાન કળિકાળનો દાખલો બતાવી રહ્યો છે.

જ્યારે પ્રજા ખાતર આટલો બધો ભોગ આપનારા નર-રત્નો ભારતની ભૂમિ પર પાકચા છે, ત્યારે આશ્ચર્ય છે કે સગા માબાપની સુખશાન્તિ ખાતર દીકરાને, કે સગા ભાઈના મનઃસંતોષ ખાતર ભાઇને, પેલા કાશીનરેશે આપેલા ભોગની અપેક્ષાએ બહુ નાનોશો ભોગ આપવાના ભાવ નથી થતા! ઉલ્ટું એવા વર્તાવ કરાય છે કે જેથી માબાપ કે ભાઈના દિલ ઘવાય તે બિચારાને જીવનભર દિલ ઘવાયેલા રહે! આવું કરનાર દીકરા કે ભાઈ આ ઊંચા માનવભવનાં દિલથી શું ખાટી જાય?

કાશીનરેશે હજી આટલા જ શુભ ભાવે સંતોષ નથી માન્યો. હજી મોકો હોય તો એથીય ઊંચા શુભ ભાવ લાવવાની ભાવના છે, અને તે સફળ થાય છે. કેવી રીતે? એ જુઓ,–

કોશલનરેશને હજી કાશીનરેશની ઉત્તમતાની કદર નથી, તેથી જોયું કે કાશીનરેશના હવે વધારે ગુણ ગવાય છે, લોકો બોલે છે, 'વાહ ભાઈ વાહ! શું કાશીનરેશની પ્રજાહિત–વત્સલતા કે પ્રજાના હિત ખાતર રાજ્યપાટનો ત્યાગ કરી જંગલમાં જઈ બેઠા!! કેવી એમની અઢળક ઉદારતા!...'

કોશલનરેશ હવે કાશીનરેશનું મોત ઈચ્છે છે :—

કોશલનરેશથી આ સાંભળ્યું સહન નથી થતું, એટલે હવે એમ વિચારે છે કે 'જ્યાં સુધી કાશીનરેશ જીવતો છે ત્યાં સુધી લોક એના ગુણ ગાશે માટે એને મરાવી નાખું તો લોકો બોલતાં બંધ થઈ જશે.' માનવદિલમાં કેવા આ અધમાઅધમ ભાવ? સામો ગવાય છે તો પોતાના ગુણસુકૃતોથી અને પોતાની પુણ્યાઈથી, એમાં ફોગટ ઈર્ષ્યા શા સારુ કરવી?

ને શા સારુ દિલમાં ગટરકલાસ ભાવ ઘાલવાના? મહા કઢેલા કેસરિયા દુધના પાત્રસમા સોના કે ચાંદીના ગ્લાસમાં ગટરમાંથી મેલું પાણી ભરીને પીએ એ કેટલો બધો મૂરખ! એમ, ઊંચા શુભ ભાવોના પાત્રસમા આર્ય માનવદિલમાં મલિન પાપિષ્ઠ ભાવ ઘાલવામાં મહલાવવામાં કેટલી બધી મૂર્ખાઈ ને મૂઢતા ગણાય?

કોશલનરેશ દિલમાં મહામલિન ભાવ લાવીને ઢંઢેરો પીટાવે છે કે 'જુના કાશીનરેશનું માથું લાવી આપે એને એક હજાર સોનૈયા ઈનામ મળશે.' શું કાશીનરેશની ભારે લોકપ્રિયતામાં કોઈ એને મારવા નીકળે? પરંતુ રાજા દ્વેષ-ઈર્ષ્યામાં પાગલ છે, તે આવી જાહેરાત બહાર પાડે છે! છતાં જુઓ એના પર કાશીનરેશની અધિક ભાવશુદ્ધિ!

કાશીનરેશે ભાવશુદ્ધિ કેવી રીતે સાધી? :—

પોતાના આત્મસ્વાતંત્ર્ય અને લાયકાતના વિચાર પર ભાવશુદ્ધિ.

કાશીનરેશે પોતાનું માથું વઢાવવાના સમાચાર સાંભળ્યા છે, પરંતુ પોતાના દિલમા અશુભ ભાવ લાવવા એ તૈયાર નથી...સમજે છે કે

કોશલનરેશ ગમે તેવો દ્વેષી થાય અને ગમે તેવી પ્રવૃત્તિ કરે, પરંતુ એ એમ કરવા સ્વતંત્ર છે, તો પછી મારે મારું દિલ કેવું બનાવવું અને એમાં કેવા ભાવ લાવવા-રાખવા એમાં હું પણ સ્વતંત્ર છું.

એ એની લાયકાત પ્રમાણે કરે, તો મારે મારી લાયકાત પ્રમાણે કરવાનું મારી લાયકાત એક સુયોગ્ય ધર્મી માતાના પુત્ર તરીકેની, ને એક આર્ય ધર્મમાં જન્મેલા તરીકેની; તેથી આ લાયકાત પ્રમાણે મારે દિલમાં એક પણ અશુભ ભાવ ન પેસવા દેતાં શુભ ભાવ જ દાખલ કરવાના, ને રાખ-

વાના. તેથી કોશલનરેશ પ્રત્યે મૈત્રીના જ ભાવ રાખવાના, 'એનું ભલું થાઓ,' એજ ભાવના કાશીનરેશના દિલમાં રમે છે.

બ્રાહ્મણને સહાય :—

એમાં એકવાર એવું બન્યું કે એ જંગલમાંથી એક બ્રાહ્મણ પસાર થતો હતો એને રાજાએ 'ક્યાં ચાલ્યા?' પૂછતાં,

એ કહે છે, 'દીકરી મોટી થઈ પરણાવવી છે, પૈસા નથી, સાંભળ્યું છે કે કાશીનરેશ બહુ ઉદાર છે, તેથી એમની પાસે પૈસા લેવા જાઉં છું.'

કાશીનરેશ પૂછે 'તમારે કોઈ ઓળખ છે?'

બ્રાહ્મણ કહે 'ના ભાઈસાબ! હું ગામડાનો માણસ, મારે શહેરમાં કોની ઓળખ?'

કાશીનરેશ કહે 'તો એમ કરો, મારે રાજા સાથે ઓળખ છે, તેથી મને તમારી સાથે લઈ ચાલો, હું તમને પૈસા અપાવી દઈશ.'

બ્રાહ્મણ તો આ સાંભળીને રાજીનો રેડ થઈ ગયો. કાશી-નરેશ એની સાથે જઈ કોશલનરશની આગળ ઊભો રહી કહે છે,–

કાશીનરેશના પોતાનું માથું આપવાના ઉમદા બોલ :—

"જુઓ હું જુનો કાશીનરેશ છું તમારો ઢંઢેરો છે, તો લો આ મારું માથું નમાવી હું ઊભો છું, મારું માથું કાપી લો, અને મને લાવનાર આ ગરીબ બ્રાહ્મણને તમારા ઢંઢેરા મુજબના માથાના હજાર સોનૈયા આપી દો; કેમકે એને બિચારાને દીકરી પરણાવવા પૈસા જોઇએ છે, ને એની આશા-એ અહીં આવ્યો છે."

આમ કહી કાશીનરેશ માથું નમાવીને ત્યાં ઊભો રહી જાય છે બોલો, હવે કોશલનરેશની મજાલ છે કે આ સાભ-ળીને હજી પણ દ્વેષ રાખી શકે? ના, હવે એને ભારે પસ્તાવો

થાય છે, ને કૂદ્ર એ સિંહાસન પરથી નીચે ઊતરી કાશીનરેશના પગમાં પડી જાય છે, અને આંખમાં ઝળઝળિયા સાથે કહે છે,–

કોશલનરેશનો પસ્તાવો :—

"નરોત્તમ કાશીનરેશ! ગજબ કરી તમે! નરાધમ એવા મને માફ કરો, માફ કરો. હું પાપાત્મા છું. મહાન ધર્માત્મા તમને મેં ઈર્ષ્યાથી ખોટા રંજાડવાનું ઘોર પાપ કર્યું છે! તમારો ઘોર અપરાધી છું. લોકો તમારા ગુણોની પ્રશંસા કરે છે, એને તમે યોગ્ય છો હું નિર્ગુણ–ચક્રવર્તી છું. લ્યો આ તમારું રાજ્ય અને કોશલદેશનું પણ રાજ્ય તમે સ્વીકારી લઈ બંને રાજ્યના રાજા બનો. હું તમારો હવાલદાર થઈશ; તો જ મારા ઘોર પાપનું પ્રાયશ્ચિત થશે.

કાશીનરેશે દિલમાં શુભ ભાવ કેવા અને કેટલા ઊંચા વિકસાવ્યા? કેમ વારું? કારણ એ, કે એ સમજતા હતા કે આર્ય માનવભવમાં મળેલ દિલ અનાર્યના દિલ જેવો માત્ર માંસનો લોચો નહિ, કિન્તુ મહા ઉમદા ઉદાર પવિત્ર અને ઉચ્ચ કક્ષાના શુભ ભાવોની કેળવણી અને અભ્યાસ કરવા માટેનું ઉત્તમોત્તમ સાધન છે, અને

શુભ ભાવો કેળવ્યા વિના આ સંસારમાથી ઊંચે આવવાનો અને સર્વથા છૂટી મોક્ષ પામવાનો અવકાશ જ નથી.

ખંધકમુનિ મહાચારિત્ર પાળતા હતા અને રાજના મારાઓ ચામડી ઉઝરડી લેવા આવ્યા છે, એ વખતે "ચારિત્ર એટલે સકલસત્ત્વ–હિતાશય, અર્થાત્ કોઈ પણ જીવને લેશમાત્ર દુભામણ ન કરવાનો પવિત્ર આશય;"–આ સમજનારા આ મહામુનિના દિલમાં કેટલો ઊંચો શુભ ભાવ રમતો હશે કે પોતાને જીવતા જીવે પોતાની ચામડી ઉઝરડાશે એની તીવ્રાતિતીવ્ર વેદનાની ચિંતા નથી, પરંતુ મારાઓને ચામડી

ઉતરડવામાં દુભામણ ન થવી જોઇએ એની ચિંતા છે! એટલે મારાઓને કહે છે,–

"બાધા રખે તુમ હાથે થાયે,
કહો તિમ રહીએ હો ભાયા રે."

"ચામડી ઉતારતાં રખે તમારા હાથને કષ્ટ પડે! તેથી ભાઇઓ! તમે કહેતા રહેજો કે મારે કેમ ઊભા રહેવું. તમે કહેશો તેમ હું રહીશ તમારા હાથને તકલીફ ન પડવી જોઇએ."

છે શુભ ભાવની હદ?

દિલમાં જ્યારે જ્યારે અશુભ ભાવ રોકવા હોય અને શુભ ભાવ જગાવવા હોય, ત્યારે ત્યારે પૂર્વના મહાપુરુષોના પ્રસંગ પ્રસંગના શુભ ભાવ નજર સામે લાવવા જેવા છે. બીજાને દુઃખ ન આપવા અને દુશ્મનનું પણ ભલું ઇચ્છવા આ વારંવાર યાદ કરવાનું કે ખંધકમુનિ પોતાની ચામડી ઉઝરડનારા દુશ્મનની પણ દુભામણ ન ઇચ્છનારા, એ એમનો કેટલી હદનો સકલ સત્ત્વ હિતાશય?

ત્યારે આવું ચારિત્ર લેવું હોય એ પોતાના કુટુંબીઓ પ્રત્યે હિતાશયવાળો ન હોય? જરૂર હોય. એટલે જ જુઓ હરિભદ્ર પુરોહિત હવે કુટુંબીઓને પોતાના ચારિત્રગ્રહણમાં અનુકૂળ થવા સમજાવી દે છે; કહે છે,–

હરિભદ્ર દીક્ષાની રજા માટે કુટુંબને શું સમજાવે છે? :—

"જુઓ, તમે મારી વિદ્વત્તા પર ખૂબ ખુશી, અને એના યોગે ચિતોડના મહારાજા તરફથી મળેલ પુરોહિતપણાના હોદ્દા ઉપર તથા રોજ મળતા મહાન રાજસન્માન પર પણ ખુશી છો. તો હવે મારી પ્રતિજ્ઞાનાં પાલન પર ખુશી થવાનો અવસર આવી લાગ્યો છે. ૧૪ વિદ્યાના અગાધજ્ઞાન પર મારી પ્રતિજ્ઞા હતી કે 'જગતમાં કોઈ એવું શાસ્ત્ર નથી કે જે હું

ન સમજી શકું, અને કદાચ ન સમજું તો એ સમજવા સામાનો શિષ્ય થઇને પણ એની પાસેથી સમજ્યા વિના ન રહું.' હવે ગઈ સાંજે જૈન શાસ્ત્રની એક ગાથા આર્યાઓના મુખે બોલાતી મેં સાંભળી, ને તે હું સમજી ન શક્યો એટલે હવે મારી પ્રતિજ્ઞા પાળવા માટે મારે જૈનાચાર્યના શિષ્ય થવું જોઇએ. તો જ તે મને એમના શાસ્ત્રોની વિધિ મુજબ ભણાવીને ગાથાના અધિકાર સુધી પહોંચાડે. જો હું એમનો શિષ્ય થઇને ગાથાનો અર્થ ન જાણું તો મારી પ્રતિજ્ઞા ભાંગે. પ્રતિજ્ઞા ભાંગીને જીવવું એના કરતાં મરવું સારું. મારા જેવા શાસ્ત્રોના અગાધ વિદ્વાનને માટે પ્રતિજ્ઞા ભાંગવી એ મહાકલંકરૂપ છે, તેથી મારો જૈન સાધુદીક્ષા લેવાનો નિર્ણય છે, તમે એમાં સંમત અને અનુકૂળ થાઓ..."

કુટુંબીઓ શું કહે? હરિભદ્રના એકેક બોલ યુક્તિયુક્ત અને સુયોગ્ય હતા, એનો શી રીતે વિરોધ કરે? કુટુંબીઓ કદાચ કહે તો એટલું જ કહે 'તમારી વાત સાચી છે, પરંતુ તમારા વિના અમે શી રીતે જીવી શકીએ? તમે તો આખા કુટુંબના એકજ આધાર છો, તમને અમારી દયા નથી આવતી? દયા કરો અમારા પર.'

કુટુંબીની દયા નહિ? :—

પરંતુ ત્યાં હરિભદ્ર પુરોહિત તો કહે,– 'જુઓ દયા, ખરેખર તો તમારો આત્મા ભવસમુદ્રમાં ડુબે નહિ, એ ખાવા જેવી છે. બાકી આ બધા આપણા સંબંધ વગેરે કેટલા કાળ સુધી ટકવાના? પછી તમે ક્યાં જવાના? ને હું ક્યાં જવાનો? તમારા નાશવંત સંબંધ સાચવવા ખાતર પ્રતિજ્ઞાભંગ કરી મારી પરલોકમાં અધોગતિ થાય એવું તમે ઇચ્છો છો? બાકી મારા વિના તમારું અટકવાનું નથી. કેમકે તમે અત્યારે પણ

જીવો છો એ મુખ્યપણે તો તમારા પોતાના પુણ્યના બળે જીવો છો, અને પછી પણ પોતાના પુણ્યાનુસાર જ જીવાવાનું છે. માટે પુણ્ય પર શ્રદ્ધા રાખી મારા મોહ મૂકી દો, અને આવા મહાન કાર્યમાં તમે મને સહકાર આપો. તમારા પોતાના સ્વાર્થના પ્રેમને વચમાં લાવશો નહિ. આપણો પ્રેમ સામાના આત્મહિતનો નહિ, પણ આપણા નર્યા સ્વાર્થનો જ હોય તો એમાં આપણે અનાર્ય મનુષ્યો કરતાં કાંઈજ વિશેષ નથી કરતા. આર્ય તરીકે આપણી વિશેષતા આ, કે આપણે પરસ્પરના આત્મહિતનો મુખ્ય વિચાર રાખીએ. આપણા પ્રેમીના આત્માનું હિત થાય એ પહેલું જોવાનું. એમાં જ આપણી સજ્જનતા, અને સાચું પ્રેમીપણું છે."

કુટુંબીઓ સમજી ગયા અને હરિભદ્ર પુરોહિતને જૈન સાધુદીક્ષા લેવામાં સંમતિ આપી. હવે અહીં,

જૈન–જૈનેતર કુટુંબનો તફાવત સમજવા જેવો છે.

હરિભદ્ર બ્રાહ્મણને જૈનેતર કુટુંબ મળ્યું છે, એને વસ્તુ સમજાવી દીધા પછી એ દીક્ષાની સંમતિ આપે છે. કેવા છે હરિભદ્ર? રાજમાન્ય વિદ્વાન પુરોહિતપણાના હોદ્દાવાળા એટલે **a gracious baying asset** સતત મોટી કમાઈ અને પ્રતિષ્ઠા લાવી આપનારી મોટી મૂડી! એમને દીક્ષાની રજા આપી જતા કરાય? જૈનેતર કુટુંબી આવાને પણ દીક્ષાની રજા આપી દે! અને આજના જૈન કુટુંબ અંતરાય કરે? તોફાન કરે? દીક્ષાર્થી કુટુંબી પ્રત્યે દ્વેષ–રોષ–તિરસ્કાર કરે? કેમ આમ? કહે છે ને કે 'પાંચમા આરામાં ધર્મ ચાલણીએ ચળાશે,' એનો પડઘો જ જાણે ન હોય!

મહા દુર્દશા છે! નહિતર જૈનકુળમાં જન્મ મળવા માત્રથી કેવા વિશ્વશ્રેષ્ઠ દેવાધિદેવ અરિહંત પરમાત્મા મળ્યા!

કેવું વિશ્વશ્રેષ્ઠ જિનશાસન મળ્યું! કેવા અનન્ય પંચપરમેષ્ઠી અને નવકારમંત્ર મળ્યા! કેવો સૂક્ષ્મ દયાધર્મ મળ્યો! કેવા વિવેકવંતા અને શુદ્ધ આશયવાળા દાન–શીલ–તપ–ભાવના તથા દર્શન જ્ઞાન ચારિત્ર વગેરેનો મોક્ષ-માર્ગ મળ્યો! કેવા અવ્વલ અને અનેરા જિનાગમ શાસ્ત્રો મળ્યા! કેવા શત્રુંજય સંમેતશિખરાદિ અનન્ય મહાતીર્થો મળ્યા! કેવા ૨૪ તીર્થંકર દેવો ગણધરો મહામુનિઓ મહા-શ્રાવકો વગેરેનો અનન્ય કોટિનો ઇતિહાસ મળ્યો! વિશ્વમાં જેનો જોટો ન મળે એવી અનન્ય અને અતિદુર્લભ આટલી આટલી લબ્ધિઓ મળવા છતાં શું આ દુર્દશા કે ચારિત્રનો જ વિરોધ? છોકરા ડામીસ થાય, લુચ્ચા લબાડ થાય, શેતાન પાકે, એમાં વિરોધ નહિ! ને વિરોધ દીક્ષા લઈ સંત થવાની વાત કર એમાં! શું આ મહા દુર્દશા નથી? જૈન તરીકે જનમ્યા પછી તો સમજવું જોઇએ છે કે તે તે પૂર્વોક્ત અન-ન્ય અને અતિદુર્લભ લબ્ધિઓ મળ્યાની વફાદારી આ કે જાતે ચારિત્ર ગ્રહણ કરી લઇએ; છેવટે કુટુંબમાંથી ચારિત્રી પકવીએ; ને કમમાં કમ દીક્ષાર્થીને ચારિત્ર લેવામાં અંતરાય તો ન જ કરીએ. ચારિત્રમાં અંતરાય એટલે દીક્ષાર્થી સદ્ગતિ પામે એમાં અંતરાય! દુર્ગતિ બંધ કરે એમાં અંતરાય! આ પ્રેમીનું કામ છે? કે દુશ્મનનું?

**હરિભદ્રની દીક્ષા સામે બ્રાહ્મણોનો વિરોધ :—**

જ્યારે હરિભદ્ર પુરોહિત દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે એમણે કુટુંબને તો સમજાવી દીધું પરંતુ બ્રાહ્મણો સામે ઊભા થઈ કહે છે 'અમે દીક્ષા નહિ લેવા દઇએ.'

હરિભદ્ર કહે છે,– 'કેમ દીક્ષાની ના પાડો છો?'

પેલા કહે 'આ તમે ખોટા ભોળવાઈ ગયા હો. આ

જૈનોએ તમને ભરમાવી દીધા છે, તેથી આપણો સનાતન ધર્મ મૂકી આ મહાવીરના નવા સ્થાપેલા જૈન ધર્મમાં તણાઈ જાઓ છો.'

**હરિભદ્રની બ્રાહ્મણોને સમજુતી : વચન યુક્તિયુક્ત જ મનાય :–**

હરિભદ્ર કહે "જુઓ આમાં ભોળવાઈ જવાની કોઈ વાત નથી. ખરી વાત એવી છે કે પક્ષપાત છોડી મધ્યસ્થ તટસ્થ બનીને વિચારવું જોઇએ કે યુક્તિયુક્ત તત્ત્વ શું છે? જે યુક્તિયુક્ત હોય તેને ગ્રહણ કરવું જોઇએ, અને યુક્તિ રહિત હોય તેનો ત્યાગ કરવો જોઇએ.

"તો જુઓ મને કાંઈ મહાવીર પ્રત્યે પક્ષપાત નથી કે કપિલ વગેરે ઈતર દર્શનકારો પ્રત્યે દ્વેષ નથી. મને મહાવીર–વચન યુક્તિયુક્ત લાગ્યા છે, એમણે કહેલાં તત્ત્વ યુક્તિસિદ્ધ લાગ્યા છે એટલે મારે તે ગ્રહણ કરવા છે. વિદ્વાનોનો આ નિયમ છે કે 'જેનું વચન યુક્તિયુક્ત હોય તેનો સ્વીકાર કરવો.'

**ઈષ્ટદેવ તરીકે વિશ્વહિતકારીને જ મનાય :—**

બીજી એ પણ વાત છે કે ઈષ્ટદેવ તરીકે તેને જ માથે ધરવા કે જે સમસ્ત જગતના હિતને કરનારા હોય, કોઈનું પણ અહિત કરનાર ન હોય. ત્યારે હવે એ જુઓ કે વિષ્ણુ દ્વારા દુર્યોધન પોતાના કુળનો નાશ કરનારો બન્યો, દુર્યોધન નાલાયક, પણ તેથી એના કુળજનોનો શો વાંક? છતાં વિષ્ણુ દ્વારા એ બધાનો નાશ થાય એવી પેરવી કરાઇ! ત્યારે શંકર આખા ત્રિપુર નગરને બાળનારા બન્યા! ત્યાં ત્રિપુર રાક્ષસનો વાંક ખરો, પણ નગરના એકેએક નિવાસીનો શો વાંક? ગરુડવાહી વિષ્ણુ અસુરની દૃઢ શક્તિનો નાશ કરનારા બન્યા. આ બધા કેવા દ્વેષવાળા! આમ જુદા જુદા ફિરસ્તાઓએ કોઈ ને કોઈના અહિત કર્યાં ત્યારે મહાવીર જ

એક એવા પરમાત્મા છે કે જે આખા ય જગતના સર્વ જીવોના હિતકારી બન્યા છે.

પરમાત્મા કોણ? પ્રશાંત કે રાગાદિથી અશાંત? :—

"વળી જુઓ, નારાયણ ત્રણ ભુવનના ગુરુ ગણાયા છતાં, દેવો પોતાનો સ્વાર્થ સાધવા એમની આગળ માથું નમાવીને ઊભા, તો એ નારાયણે શું કર્યું? દેવો પર પક્ષપાત કરી અભિમાનથી નારાયણને નહિ નમનાર દાનવના ઇન્દ્રને પોતાના હાથમાંના વજ્રથી હણી નાખવા તૈયાર થઈ ગયા. તો આવા રાગદ્વેષ ભરેલા નારાયણ પર ઇષ્ટદેવ પરમાત્મા તરીકેની શ્રદ્ધા કરનારમાં શું માનવતા છે?

"વળી જુઓ એક બાજુ વિષ્ણુ હાથમાં ગદા શસ્ત્ર ઉચું રાખીને રૌદ્ર મુદ્રામાં ઊભા છે! અને શંકર માણસોના મસ્તકોની ખોપરીઓના અડધિયાના હાર પહેરી ઊભા છે! એટલે બંને અશાંત સ્વરૂપમાં રહેલા છે. ત્યારે, બીજી બાજુ મહાવીર ભગવાનને જુઓ તો એ અત્યન્ત શાન્ત ઉપશાન્ત અને ચારિત્ર્યની વિશેષતાવાળા છે. તો હે બ્રાહ્મણો! બતાવો કે મારે કોને માનવા–પૂજવા–ભજવા? ઉપશાન્તને? કે અશાન્તને?

વિચાર વિનાનું પકડી રાખે એ પસ્તાય :—

"વળી એ જુઓ કે જે બાળબુદ્ધિવાળા બની વૈરી ઓરમાન માતાએ આપેલ મીઠા પણ ઝેરના લાડુની જેમ વિચાર વિનાનું પકડી બેસે છે, તે પાછળથી પસ્તાવો કરે છે. કોની જેમ? તો કે સુવર્ણ ગ્રાહકની જેમ (વિશ્વાસઘાતી મિત્ર સોનીએ સોનું લઈ પિત્તળના ઘરેણાં પકડાવ્યાં તો પોતે કશો વિચાર કર્યા વિના એ સાચા સોનાના માની લઈ લીધા, અને પાછળથી ખબર પડતાં પસ્તાયો.)

મોક્ષનો પ્રવાસી ઝેરી કાંટા સમાન કુમતને છોડે :—

"માટે હું તમને કહું છું કે જેવી રીતે પ્રવાસી રસ્તે ચાલતાં આંખો ઉઘાડી રાખી ઝેરી કાંટા, ઝેરી જીવડાં, તથા સાપને સારી રીતે જોઈ ઓળખી લઈ એ બધાનો ત્યાગ કરતો કરતો આગળ ચાલે છે, એમ અધ્યાત્મદૃષ્ટિએ ઝેરી કાંટા સમાન કુજ્ઞાન–કુશાસ્ત્ર–કુમાર્ગ અને કુદૃષ્ટિના દોષોને બરાબર જોઈ વિચારી મોક્ષનો પ્રવાસી એનો ત્યાગ કેમ ન કરે? એ તમે વિચારો. મેં જે કાંઈ સમ્યક્ છે તે બરાબર વિચાર્યું છે મને લાગ્યું છે કે

વિતરાગથી મોટા કોઈ દેવ નથી :—

નવિતરાગાત્ પરોऽસ્તિ દેવો, ન બ્રહ્મચર્યાદ્પરં ચરિત્રમ્ ।
નાऽભીતિદાનાત્ પરમસ્તિદાનં ચારિત્રિણો નાપરમસ્તિ પાત્રમ્ ॥

અર્થાત્ વીતરાગથી વધીને કોઈ ચડિયાતો દેવ નથી.
બ્રહ્મચર્યથી વધીને કોઈ ચડિયાતું આચરણ નથી.
અભયદાનથી વધીને કોઈ ચડિયાતું દાન નથી.
સંયમીથી વધીને કોઈ ચડિયાતું પાત્ર નથી."

હરિભદ્રની સમજુતીનો સાર: આદર્શ ઊંચો જોઈએ :—

સારાંશ, હરિભદ્ર બ્રાહ્મણ પુરોહિતે બ્રાહ્મણ સમૂહને આ સમજાવ્યું કે "જ્યારે આ માનવજીવન આપણે ઉચ્ચ કોટિનું બનાવવું છે, તો સામે આદર્શ સર્વોત્તમ કોટિનો રાખવો જોઈએ, અને તે એવા વિતરાગદેવને ઈષ્ટ અને એકમાત્ર પૂજ-નીય દેવ તરીકે રાખીએ તો જ બને. સામે આદર્શમાં રાગ–દ્વેષવાળા દેવ હોય તો આપણને ય એવા ઈષ્ટદેવમાંથી પ્રેરણા રાગ–દ્વેષની મળે. એટલે જ તો જેમણે રાગ–દ્વેષનો સર્વથા નાશ કરી વીતરાગતા સાધી છે એમનો જ આદર્શ ઈષ્ટદેવ તરીકે રાખી એમનાં જ આલંબને સાધના કરવી જોઈએ; તો

જ આપણને રાગદ્વેષના નાશની પ્રેરણા મળે સામે આદર્શ ઊંચો હોય તો ઊંચી પ્રેરણા મળે, આદર્શ નીચો હોય તો હલકી પ્રેરણા મળે.

"વળી આપણને સર્વજીવ હિતકારી વૃત્તિ પણ ક્યારે ઉભી થાય? સામે ઈષ્ટદેવ સચ્ચરિત્રવાળા અને સર્વજીવ હિત-કારી વર્તનવાળા મળ્યા હોય, જે એવો જ ઉપદેશ આપતા હોય કે 'શું શત્રુ કે શું મિત્ર, કોઈના ય ઉપર પક્ષપાત કર્યા વિના સર્વ જીવોનું હિત કરો.' તો એવા ઈષ્ટદેવને આદર્શ આલંબનરૂપે રાખવાથી આપણને સર્વ જીવ હિત કરવાની પ્રેરણા મળે છે. તો એવા તો એકમાત્ર મહાવીર પરમાત્મા દેખાય છે તો એમનું જ આલંબન કરવું જોઇએ ને?

ઈતર દેવો એ કેમ ઉચ્ચ આદર્શ નહિ? :—

"ઈતર દેવોનાં ચરિત્ર જોતાં એમનામા ભક્તનો પક્ષપાત કરી શત્રુની ખોડો કાઢવાનું આચરણ દેખાય છે. એટલે એ નામમાત્રથી ત્રિભુવનના ગુરુ કહેવાય છે, બાકી કામથી અમુકના હિતકારી અને અમુકના સંહારક હોઈ વાસ્તવમાં એ સર્વજીવ હિતકારી નથી.

"મહાભારતમાં કુરુક્ષેત્રના યુદ્ધમાં વિષ્ણુએ વિરાગી બનેલા પણ અર્જુનને એવું પાણી ચડાવ્યું ને ખૂનખાર યુદ્ધ કરવા ટટાર કર્યો કે દુર્યોધનના પક્ષે એના કુળના અને બીજા કેટ-લાય નિર્દોષ માણસો હતા, એ બધાનો સંહાર કરાવ્યો! આમાં એ નિર્દોષ લશ્કરી માણસોનું બધાનું વિષ્ણુએ શું હિત કર્યું? દુર્યોધનના આખા ઉત્તમ કુળનો નાશ કરાવ્યો ત્યાં એ ઉત્તમ કુળનું શું હિત કર્યું? પછી એ વિષ્ણુને શી રીતે ઈષ્ટ આદર્શ દેવ તરીકે માથે ધરાય? એમને માથે ધરીએ તો આપણને શત્રુ કે દુર્જન પર પણ હિતબુદ્ધિ રાખવાની શી

પ્રેરણા મળે?

બીજી એ પણ વાત છે કે આપણે અજ્ઞાન છીએ, આપણા સાચા હિતાહિતને જાણતા નથી, માટે જ આ સંસારમાં અનંત કાળથી ભટકીએ છીએ. એ તો અનંત જ્ઞાનીનો સમ્યક્ હિતાહિતનો ઉપદેશ આપણને મળે, અને અહિત છોડી હિતના માર્ગે આપણે ચાલીએ તો જ સંસારમાં ભટકવાનું અટકે. અનંત જ્ઞાનીનાં વચન યુક્તિયુક્ત હોય છે. મહાવીરનાં વચન યુક્તિયુક્ત છે માટે એ અનંત જ્ઞાની સિદ્ધ થાય છે. એટલે જ મારે મહાવીરનું શરણ પકડવું છે, ને એ એમની સર્વ પાપત્યાગવાળી સાધુદીક્ષા સ્વીકારવાથી થાય. માટે તમે મારી દીક્ષામાં અંતરાય ન કરતાં સંમત થઈ જાઓ.

વિદ્વાન હરિભદ્ર પુરોહિતનાં આ યુક્તિયુક્ત વચનોનો બ્રાહ્મણો વિરોધ કરી શકયા નહિ; તેથી એમણે એમની દીક્ષા અટકાવવાની તાંત મૂકી દીધી. ત્યારે કુટુંબને તો પહેલાં સમજાવી દીધું જ છે, એટલે હવે હરિભદ્ર પુરોહિત ગુરુ આચાર્યશ્રી જિનભટ્ટસૂરિજી મહારાજ પાસે આવી સંસારત્યાગ કરીને ચારિત્રદીક્ષા અંગીકાર કરી લે છે.

મુનિ હરિભદ્રની ઉત્તમ ભાવના :—

બ્રાહ્મણ હરિભદ્રે આચાર્ય ભગવંતનાં ચરણ સ્વીકાર્યાં, અને જે વખતે એમને ચારિત્ર આપવામાં આવ્યું અરિહંત પરમાત્માની સાક્ષીએ, એ વખતે એમના હૈયાના સંવેગ-વિરાગના ઉમળકા સાગર-ભરતીની જેમ ઊછળતા હતા! કેમકે એમને મિથ્યામતિ અને મિથ્યાપ્રવૃત્તિના પશ્ચાતાપનો દાવાનળ ભારોભાર સળગતો હતો, એમાં આ અલૌકિક ચારિત્ર મળ્યું એટલે ન દેખવાનું દેખવા-પામવાનું મળ્યું! ચારિત્ર લીધા પછી જેમ જેમ શાસ્ત્રો ભણતા ગયા, તેમ તેમ એમના

અંતરમાં જૈનશાસનની જે વધુ ને વધુ અદ્‌ભુત મહેક વ્યાપી ગઈ, તેના પરિણામરૂપ એમના ગ્રંથો આજેય જ્વલંત દૃષ્ટાંત છે.

જિનશાસનની અનુમોદના :—

જ્યારે એમને યાદ આવે છે કે "ક્યાં હું એ પૂર્વનો પુરોહિત? ને ક્યાં આજે હું સાધુ? એ વખતનો હું કેવો? ને આજનો કેવો? વિદ્યા અને રાજમાન્યપણા પરનું ક્યાં એ વખતનું ગર્વિષ્ઠ મન! તુચ્છ લક્ષ્મીના લોભમાં પડેલું મન! અનેક પ્રકારના દોષોમાં રક્ત રહેનારું મન! ને ક્યાં એના પ્રતિપક્ષી આ ગુણો!" ત્યારે એમના દિલમાં આનંદ આનંદ માતો નથી. એ યાકિની મહત્તરાને માતા માને છે. પાછું ગુરૂએ એ સાધ્વીજી માટે ઓળખાણ કરાવી છે કે 'આ અમારા ગુરુના ભગિની છે, મહત્તરા છે;' એટલે હરિભદ્ર મુનિને જન્મદાત્રી માતા કરતાં સાધ્વીજી પર વિશિષ્ટ બહુમાન અને ભક્તિ થાય છે. જન્મ દેનારી માતા જુદી; આ તો ધર્મની માતા! એટલે જે શાસ્ત્રો લખ્યાં તેની નીચે લખ્યું કે 'યાકિની મહત્તરાના ધર્મ પુત્ર શ્વેતામ્બરાચાર્ય હરિભદ્રની આ રચના.' એમ એમને લાગે છે કે

"કેવો સુંદર યોગ! એ સાધ્વીજી! એ જૈનશાસનની 'ચક્કી દુગં...' વાળી ગાથા! આ આચાર્ય ભગવંત! શું મારા જેવા રાંકને આવા મનોરમ જૈન શાસનની પ્રાપ્તિ! હવે તો હું અગાધ ને અગમ્ય જૈનશાસ્ત્રોની અવગાહન કરી શકીશ. ગુરુએ ભવોભવનું સમજાવેલું રહસ્ય પામી, આજે મારું મન પ્રભુના આગમો પામવાની આશામાં મસ્ત છે! હું ગુણ કેટલા ગાઉં આ બધા ઉપકારીઓનાં!"

મન હવે પવિત્ર બની ગયું છે. હવે હરિભદ્ર મુનિ બન્યા,

અને જૈન આગમશાસ્ત્રો ભણ્યા. હવે તો એમને ચારિત્ર અને જિનાગમની બીજા ધર્મોમાં ઝાંખી ય દેખાતી નથી. એવું બીજે ન દેખવાનું અહીં દેખવા મળ્યું એટલે હવે તો જિનાગમની વાતોમાં એમનો આત્મા ઓતપ્રોત થઇ ગયો. મનના ફેરફારે એ મહાન પુરુષને અપૂર્વ સમ્યગ્દષ્ટિ અને સચ્ચારિત્રી કર્યા! જૈન શાસનના જ્યોતિર્ધર બનાવ્યા! અતિ ઉચ્ચ કોટિના ચૌદસો ને ચાલીશ (૧૪૪૦) શાસ્ત્રરત્નોના સૂત્રધાર બનાવ્યા!

આ કેવો જૈનસંઘ પર અને જગત પર ઉપકાર કર્યો! દોઢહજાર વર્ષ પહેલાંની આ વાત. ત્યારથી માંડી અત્યાર સુધી એ શાસ્ત્રો ચાલી આવ્યાં છે. તેનાથી કેઈ આત્માઓએ આત્માની અદ્‌ભુત નિર્મલતા કરી! અને કેઈ કરશે! તે શાસ્ત્રો-નો વારસો વળી બીજાને સોંપશે! અને સદ્‌ગતિના ભોકતા બનાવશે! એ આવો ઉપકાર ક્યારે કરી શકયા? જ્યારે એક ગાથાના નિમિત્તે, પ્રતિજ્ઞાના કારણે મન ફેરવ્યું તો જ ને? મનને સમજાવવાની જરૂર છે. જો જો હોં, આ સર્વોત્તમ ભવમાં જ મન સમજશે, કેમકે સમજાવવાની સામગ્રી મળી છે, પછી-ના ભવની શી ખબર? તો મનને સમજાવી દો. એક કવિ મનને ઠીક ઠીક શિક્ષા આપે છે. મન આપણને કેવી કેવી ખરાબ સ્થિતિમાં મૂકે છે, હાથની જીતેલી બાજીને કેવી હરાવે છે! નજીક થતો મોક્ષ મન કેવો દૂર કરાવે છે! અરે! ધર્મથી તુટતી ભવની શ્રેણિને મન સોયદોરાથી સાંધી કેવી લાંબી કરી આપે છે!... એ વિચાર પર મનથી થાકેલો આત્મા કેવું રુદન કરે છે, એનું એક આ કાવ્ય કવિ રજુ કરે છે,—

### મનનું ક્રુર નાટક

મનની શિરજોરીથી થાકેલા આત્માનો આર્તનાદ .—

(૧) "રે મનવા! છાંડ તું સંગ હમેરા... ના ચાહીએ

તેરા માલ ખજાના, ના નૌબત નક્કારા; ના ચાહીએ તેરા ગદ્દી તકિયા, રાજપાટ જગ સારા...મનવા!"

કવિ કહે છે કે "હે મન! તું મારો પલ્લો છોડ તું ઘણી માલમિલકત દેખાડી મને લલચાવે છે; પણ હવે મારે તારા માલ–ખજાના–નોબત–નગારા કશું મારે જોઈતું નથી. તારા ગાદ્દી–તકિયા–રાજપાટની જરૂર નથી. મહેલ ખરી રીતે હોય છે જેલ બરાબર, પણ તું અમને દેખાડે છે કે 'જુઓ આ કેવો સુંદર બંગલો છે! એમાં તમારા નામની નોબત બજે છે.' ઈત્યાદિ રૂપે ભોળવી તું અમને એમાં પૂરી દે છે. એમ ગાદ્દી તકિયા, મોટાં રાજ્ય, અને આખા જગતની ઠકુરાઈ, આ બધું જે પારધીની જાળ જેવું છે. તેમાં ફસાવી અમારી પાસે તું અઢળક કાળાં કર્મ અને પાપનાં બંધન ઉપાર્જાવે છે. આજ સુધી હે મન! તને પ્યારું કરવામાં મેં સઘળી કુલવટ કે ધર્મમર્યાદાની શરમ નથી રાખી. પરંતુ એ બધાના પરિણામમાં શું? જેટલા પ્રમાણમાં તારું ગમતું કર્યે રાખ્યું, તેટલા પ્રમાણમાં હે દુષ્ટ મન! તેં મને દુર્ગતિને હવાલે કર્યે રાખ્યો છે. આહા! તારી નિર્દયતા હું શું વર્ણવું?'

(૨) 'આદિ જનમસે આજ તલક થા, તું મોહે સબસે પ્યારા;
સદા રહા મેં તેરા હો કર, તું નહિ હુઆ હમારા...મનવા!'

આજ સુધીમાં યુગો વીત્યા, એમાં હે મન! ઠેઠથી તું મને સૌથી અધિક પ્યારું હતું. એટલે જ હે મન! તને જ ગમતું હું કર્યે ગયો છું. એમ તો આ પૃથ્વીતલને પાવન કરનારા વિચરતા પરમાત્મા ય મને મળ્યા હશે; પણ એમને ય પડતા મૂકી, એમને ગમતું ટાળી, હે મન! તને જ મેં વહાલું કરી તને ગમે તેવું, ભલે અધમમાં અધમ કાર્ય, પણ મેં કર્યું! તું જ મારો નાથ, હું તારો દાસ, સદા

સર્વદા હું તારો આજ્ઞાંકિત થઈને રહ્યો. પરંતુ અફસોસ! કે તું કદી મારું ન બન્યું! એટલે? તેં મારી કાંઈ જ કદર ન કરી! મારું કાંઈ જ તેં ભલું ન કર્યું!

આ અપાર ભવસાગરના અનંત દુઃખમાં સબડતા એવા મને, હે મન!, તેં જરાય રક્ષણ ન આપ્યું; અને હું ગમાર તારી પૂંઠે હેવાન બન્યો! ન જોઈ રાત ન જોયો દિવસ! ન જોઈ દરિદ્રતા, કે ન જોઈ ધર્મતકવાળી સંપત્તિ! તને જે ગમ્યું અને તેં જે જે માગ્યું, તે સઘળું કરી છૂટવા મેં આકાશ પાતાળ એક કર્યાં! જીવનના જીવન પૂરા બરબાદ કર્યાં! છતાં તું મારા દુશ્મનનું કામ કરનારું!! મારી પાસે નરકદાયી અપકૃત્યો અને દુષ્ટ વિચારો કરાવનારું!' જુઓ પ્રસન્નચંદ્ર રાજર્ષિ મનની યુદ્ધની ગડમથલના હિસાબે જ સાતમી નરકનાં કર્મ બાંધે છે. તંદુલિયો મચ્છ મનના પાપે સાતમી નરકમાં જાય છે. બ્રાહ્મી–સુંદરી પૂર્વભવે મનના ખોટા વિચારથી મનની માયાથી અહીં સ્ત્રી અવતાર પામ્યા છે. માણસને ભવોની પરંપરા સરજી આપનાર મુખ્યપણે મન છે. તેથી કવિ મનને કહે છે, 'હું આવો બનું એમાં તારે શું?

(૩) "તેરા તો કછુ નાહિ બિગડા,
તું બના ફીરે મતવારા;
રાગદ્વેષકા મિથ્યા ફાંસા, તુને મેરે ગલેમેં ડાલા...મનવા!"

હે મન! તારું તો કશું બગડતું નથી. તું તો મતવાળો–આપ મતવાળો એટલે કે સ્વતંત્ર બની ફર્યા કરે છે. તારું ગમતું અણગમતું લેવા મૂકવા પાછળ મને તો તેં ગુલામ તરીકે જ રાખ્યો. તું કહે તે મારે કરવાનું. આ ગુલામીમાં મને સબડાવવા તેં મફતનો રાગદ્વેષનો ફાંસલો મારા ગળામાં ઘાલ્યો છે. રાગદ્વેષ એ ફાંસલો એટલા માટે કે રાગદ્વેષ વિના-

નો આત્મા સ્વતંત્ર છે, કાંઈ પાપ કરવું પડતું નથી; ત્યારે રાગદ્વેષમાં એવો બંધને બંધાય છે, ફસાય છે, કે પાપ કરવા જ પડે માણુસ રાગદ્વેષથી જ દુઃખી છે, રાગદ્વેષથી જ પાપી છે. રાગદ્વેષ હોય ત્યાં સુધી દુઃખ ન આવે, ને પાપ ન કરવા પડે એ વાત બની જ ન શકે. હે મન! તું તો એવું છે કે :—

(૪) "આવાગમનમેં દુઃખ નહિ માને, એસા ધિઠ્ઠ ગમારા;
સ્વર્ગનરક કા અનુભવ તુને, લિયા હૈ લાખન વારા...મનવા!"

સ્વર્ગનરકમાં લાખો સ્વાદો લીધા છતાં આ સંસારમાં વિભિન્ન ગતિઓમાં ગમનાગમન યાને રખડપટ્ટી કરવામાં તને દુઃખ કે નાલેશી નથી લાગતી! કેવું તું મહાગમાર અને હઠીલું છે. હે અજ્ઞાન ને હઠીલું મન! તારા લીધે તો, પ્રભુનું શાસન મારી સામે છે છતાં, મારે ભવાંતર કેવા વેઠવા પડશે તેની મેં ભીતિ નથી રાખી! હું રાગદ્વેષના કચરા હૈયામાં ઉપાડી રહ્યો છું મને લજ્જા નથી આવતી! હમણાં જો લજ્જા હોય, કે 'અરે! વીતરાગના અનુયાયી એવા મને આ રાગ-દ્વેષના કચરા હૈયે સંઘરવા શોભતા નથી. આ તો ઘણું ખરાબ થઈ રહ્યું છે!' આ જો લજ્જા હોય તો તો ઊભો થઈ જાઉં; રાગદ્વેષને લાત મારીને કાઢું! પણ ના, શરમ નથી. કેમ આમ? માત્ર મનનું ફુલેકું ચઢાવી એને ગમતું કરવું, એનું અણગ-મતું છોડવું, ભલેને વીતરાગ સામે હોય પણ એમને પનારે નહિ કિન્તુ મનને પનારે પડ્યા રહેવું! આ અનાદિની ચાલ રાખી છે. એટલે શી શરમ? પછી તો કેમ? તો કે ઈન્દ્રિયોની વેઠ કરવાની; કેમકે મન એને કબજે રાખે છે.

(૫) "પાંચે ઈન્દ્રિય વશ કરકે અપની, મેરી જીતી બાજી હારા,
પુરવ પુણ્યકા અમૂલ્ય ખજાના, ખો કર બેઠા સારા...મનવા!"

હે મન! તેં ઈન્દ્રિયોને તારે પોતાને વશ રાખી મારી

જીતી બાજી ગુમાવરાવી. કેમકે ઇન્દ્રિયોને તારાં પોતાના હુકમ મુજબ નચાવે! પછી તો ભલે ને મનુષ્ય ભવમાં હું આવી ગયો એટલે આમ તો જગતની બાજી લગભગ જીતી ગયો ગણાઉં, પણ મેં હે મન! તારું ગમતું કરવામાં, તારા હુકમ બજાવનારી ઇન્દ્રિયોથી કાળાં કામો કર્યાં, આત્માને ભારેકર્મી કરી દીધો, અને દુર્ગતિની તૈયારી કરી! તો એ શું કર્યું? પૂર્વે જીતેલી બાજી હારી નાખી!

શું બાજી જીત્યો હતો?

એક તો એકેન્દ્રિયાદિ અવતારોમાંથી છૂટી માનવભવે આવ્યો એ બાજી જીત્યો. બીજું, ત્યાગ, તપસ્યા, સદાચાર, મહાવ્રત વગેરે ઉચ્ચ કોટિના કરવાનો અવસર મળ્યો તે પણ બાજી જીત્યો.

**આ ઉચ્ચ અવસર બીજે ક્યાં છે!** નરકમાં ભયંકર ક્રોધનાં સ્થાન! તિર્યંચમાં માયાના સ્થાન! નરકમાં માર એવો ભયંકર પડે છે કે સહેજે ક્રોધ ગુસ્સો આવી જાય...તિર્યંચમાં મૂંગાપણું હોવાથી ધણીને બોલીને બતાવી ન શકે કે 'આવો ભાર મારાથી નહિ ઊપડે...મને ભૂખ લાગી છે.' એમ પોતાના થાક ભૂખ ન કહી શકે, તેથી સહેજે એને માયા કરવાનું મન થાય. દેવોને પોતાથી ઊંચા ઊંચા દેવલોકના સુખી દેવ પર ઇર્ષ્યા, અને સહેજે પોતાને એ ઊંચા સુખ–વૈભવનો લોભ,... વગેરે રહે. આમ દેવગતિમાં લોભના સ્થાન હતાં...

માનવભવે જ ધર્મનો વિશિષ્ટ અવસર :—

ત્યારે શું માનવને અભિમાનનાં સ્થાન નહિ? ખરા, પણ અહંભાવ તો દરેકને લાગેલો જ હતો કિન્તુ ત્યાં ત્યાગ–તપ–સદાચાર–સંયમ ક્યાં છે? તો નરક અને દેવલોકની ગતિ જીવને સાફ ના પાડતી હતી કે અહીં કોઈ જાતના ત્યાગ

તપ કરવાની વાત ન કર! તિર્યંચપણામાં અવિવેક અને પરાધીનતા એની ના પાડતી હતી. ગમે તે આચરવું, ને ગમે તે ખાવું, નાગા ફરવું પડે તો ફરવું. ભારી બોજ ઉઠાવવા પડે તો ઉઠાવવા, લોક માને કે "પવિત્ર ગાય!" પણ ગાયને એનું મન આવું મનાવે છે કે "ઘાલ વિષ્ટામાં મોં!" વિવેક નથી. બાકીની એકેન્દ્રિયથી હેઠ અસંજ્ઞી પંચેન્દ્રિયપણાની સ્થિતિઓમા પણ જીવ જીવનબાજી પાપકૃત્યોથી હારી રહ્યો હતો, ત્યારે અહીં બાજી જીતમાં છે! કેમકે સારું બધું થઈ શકશે.

અહીં સારું શું શું થઈ શકે? :—

દાન, શીલ, તપ અને ભાવ...પ્રભુની ભક્તિ અને જિનાજ્ઞાનું પાલન...સાધુને વંદના, સુપાત્રદાન, સત્સંગ, ધર્મવાણી શ્રવણ...કષાયોનો ઉત્તમ નિગ્રહ!...ઇન્દ્રિયો પર આત્માની જોરદાર સ્વાધીનતા!...આ બધું કરવાના સંયોગ અહીં મળ્યા છે! એટલે કહેવાય કે અહીં બાજી હવે જીતવા જેવી થઈ. પણ હે લુચ્ચું મન! તું ઇન્દ્રિયોને કબજે કરે છે. આંખને કહે છે; "જા પરસ્ત્રીના શરીર પર, જા સિનેમા પર!" કાનને કહે "જા રેડિયો પર!" જીભને કહે,– "જા મિઠાઈ પર. ભટક કંદોઈ–ઓળમાં!" આ સ્થિતિમાં ત્યાગ, તપ કે સદાચાર ક્યાંથી કરાય? બધી બાજી હારી નાખી! એ પરવશતા અને મૂર્ખાઈ કેટલી?

મનની ચાલે ચાલી, ઇન્દ્રિયોના અમન–ચમનમાં શું કર્યું? પૂર્વોપાર્જિત પુણ્યનો વિનાશ! અહીં લુંટાવી નાખ્યું પૂર્વનું ભરચક પુણ્ય! તળિયાં સાફ કરીને બેઠા! હવે 'પરભવમાં સારું કેમ મળે!' એ માટે આકાશમાં જ જોવાનું ને? પણ પરભવે એ મળવાનું નહિ, પછી રહી ભીખ!

(૬) "લોભ મોહકી ઝોલી લેકર, ઘરઘર હાથ પસારા;
ગાંઠમેં તેરી ઈક લાલ પાઈ ના, માગત ફીરે ઉધારા...મનવા"

'ઘેર ઘેર' એટલે કે જેટલા જગતના વિષયો ત્યાં ત્યાં હે મનડા! લોભ અને મોહની, તૃષ્ણા અને મમતાની ઝોળી તેં પકડી અને મને પકડાવી ભીખ માગતો ભટકાવ્યો! વીત-રાગના શાસનમાં આવી આ કરવાનું? ચક્રવર્તિનો દીકરો ભીખ માગે? શું અનંતકાળ ભીખ માગી તો ઝોળી ભરાઈ ગઈ? ના, ના, બહુજ ઊંડી થઇ ગઈ, તળિયું દેખાતું નથી. માટે હવે કહું છું,–

તારી ગાંઠે એક પાઈની મૂડી નથી રહી, અર્થાત્ પુણ્ય ખૂટી ગયું છે, છતાં તું ઉધારે માગતો ફરે છે! અર્થાત્ અશક્યની ઝંખનામાં પાપ કરે છે! સમજ કે લોભ અને મોહને લઈને ઇન્દ્રિયોના ભોગવિલાસ માટે જે જંજાળ ઉઠાવે છે, તે પ્રપંચમાંથી સાર નહિ નીકળે.

(૭) 'જિસ પ્રપંચમેં સાર નહિ હૈ,
તાકો સોચ વિચારા;
તત્ત્વપદારથ ચિન્હે જો ચિત્તમેં,
તેરા મેરા ભવ પારા."...મનવા...

હે મન! જગતની જંજાળમાંથી સાર કોણે કાઢયો છે કે તું કાઢી શકશે? અંતે તો અપયશના પોટલાં મળશે! માથે દુઃખ અને દુર્ભાગ્યના ડુંગરા વરસશે! અહિંયા તો જ્યાં ત્યાં હડધૂત થાય છે, પણ પરલોકમાં તો વધારે દીન, દુઃખી, અને મહાનિરાધાર બનશે! દુનિયાની આળપંપાળથી શાબાશી નહિ, પણ નાલેશી મળશે! આત્મા હતો ન હતો થઈ જશે! તો શાને હે મન! તું ચકડોળે ચઢ્યું છે? એક તું સમજે તો ઘણા ઘણા પાપોમાંથી હું બચી જાઉં. તે માટે ફક્ત તું તત્ત્વ-

વસ્તુ જો વિચારતું થઈ બીજી બધી અતત્ત્વની ગડમથલ કાઢી નાખે, તો મારા વહાલા મન! તારો અને મારો નિસ્તાર થઈ જાય ... !

કવિનો આ આર્તનાદ છે. એ પરથી આપણા મન દ્વારા થયેલી ખરાબીઓને લક્ષમાં લઈ હવેથી મનને પ્રભુના માર્ગના રાહે ચલાવવાનું છે. ખરેખર તો આપણું મન આપણું માલિક નહિ, પરંતુ આપણો આત્મા જ મનનો માલિક છે. આત્મા જો ધ્યાન પર લઈ લે કે 'પ્રભુનો માર્ગ એ જ સારભૂત છે, દુનિયાની આળપંપાળ એ સારભૂત નહિ; માટે મારે પ્રભુના માર્ગને જ ઉપાદેય કર્તવ્ય માની એના જ વિચાર એની જ વાણી અને એના જ વર્તન રાખવાનાં,' તો પછી મનને એ રાહે ચલાવી શકે છે. વિદ્વાન પણ હરિભદ્ર પુરોહિતે મનને એ જ રીતે પ્રભુના સંયમમાર્ગે વાળી દીધું, સંયમ સ્વીકારી લીધું હરિભદ્રે પંડિતાઈનો ખરેખરો ઉપયોગ આ મનની સીધી લાઈનની વિચારણા કરવામાં કર્યો, તો ગુરુયોગ મળતાં ઝટ દીક્ષા લઈ લીધી તમને ગુરુયોગ મળ્યો છે? હા, તો કેમ દીક્ષા નથી લેવાતી? તમે કદાચ બચાવ કરશો કે,–

પ્ર૦– શું કરીએ સાહેબ? અમે હરિભદ્ર પુરોહિત જેવા વિદ્વાન પંડિત નથી ને? અને દીક્ષા પછી ય પંડિત બની શકીએ એવું લાગતું નથી, પછી શી રીતે દીક્ષા લેવાય?

ઉ૦– તો આનો અર્થ તો એ જ ને કે પૂર્વે સેંકડો–હજારો–લાખો–ક્રોડોએ એક સાથે દીક્ષા લીધી એ બધા પંડિત હતા? ને દીક્ષા લીધા પછી બધા પંડિત બનેલા? દીક્ષા–ચારિત્રનો અર્થ જ નથી સમજ્યા. તો હવે સમજો,–

ચારિત્ર એટલે પંડિતાઈ નહિ, પણ નિષ્પાપ જીવન.

એ પંડિત ન હોઈએ તો પણ પાપત્યાગથી પામી શકીએ.

દ્રાવિડ–વારિખિલ્લ સાથે ક્રોડો અભણ સૈનિક માણસો એમ જ ચારિત્ર પામી ગયા; ને ચારિત્ર પામ્યા પછી પણ પંડિત ન બની શકવા છતાં રાગાદિ અને હિંસાદિ પાપના ત્યાગની આભ્યન્તર માત્રા વધારતા ગયા તો પરાકાષ્ઠાએ વીતરાગ બની બેઠા! પણ પહેલું તો એ કહો કે

અંતરમાં ખરેખર ચારિત્ર જ લેવા અને પાળવા જેવું લાગે છે? ચારિત્ર લઈને 'આવા દ્રાવિડ–વારિખિલ્લના લશ્કરી ૧૦ ક્રોડ સુભટોની જેમ ઝટપટ મોક્ષ થઈ જાય તો સારું' એવું ઈચ્છો છો? તો મનને પહેલું આ નક્કી રાખો કે,– **ચારિત્ર એટલે પંડિતાઈ નહિ, પણ નિષ્પાપ જીવન.**

ભગવાન વીર પ્રભુ જેવા થવું હોય તો શું કરવું જોઈએ? ચારિત્ર પાળવું જોઈએ. ભગવાનને જન્મથી જ અવધિજ્ઞાન સહિત ઝળકતો વૈરાગ્ય હતો, છતાં વીતરાગતા સહિત કેવળ-જ્ઞાન લેવા માટે બાહ્યથી હિંસાદિ પાપ અને આભ્યન્તર રાગાદિ પાપના ત્યાગરૂપ ચારિત્ર લીધું, અને દુર્નિવાર એવા પણ રાગ-દ્વેષના અનેક પ્રસંગોમાં ય રાગદ્વેષનો નાશ કરવા માટે તન-તોડ મહેનત આદરીને ચારિત્ર પાળ્યું. તો આપણે? શાસ્ત્રમાં પણ 'ક્રોડ વર્ષનું ચારિત્ર પાળ્યું' એમ કહેવાય છે. 'ક્રોડ વર્ષ સુધી જ્ઞાન ભણ્યા,' એમ નથી કહેવાતું. માટે એ । મોહમૂઢના બોલના રવાડે ચડશો નહિ કે 'અમને કાંઈ જ્ઞાન નથી, હવે અમને ભણતાં આવડતું નથી, શું ચારિત્ર લઈએ?' કેમ જાણે ચારિત્ર એટલે પંડિતાઇ! વિદ્વત્તા! અર્થાત્ 'જ્ઞાન વિના ચારિત્ર નહિ,' એવું કહેનાર ચારિત્ર શબ્દનો અર્થ પંડિતાઈ, વિદ્વત્તા સમજી રહ્યો છે! અલ્યા ભાઇ! સમજ કે

ચારિત્ર એટલે તો પાપ વિનાનું જીવન.

એમાં જ્ઞાન હોય એ જરૂર ઈચ્છવા યોગ્ય છે; પરંતુ

જ્ઞાન વિના પણ જ્ઞાનીની નિશ્રામાં નિષ્પાપ જીવન જીવી શકાય છે.

પાપ છોડવા માટે શું પંડિતાઈની શક્તિ જોઈએ, કે પાપનો ત્રાસ જોઈએ?

ચારિત્ર એટલે ક્ષમા, નમ્રતા વગેરે આત્મગુણો અને અહિંસાદિ ધર્મો, અર્થાત્ દશ પ્રકારનો યતિધર્મ.

ચારિત્ર એટલે જ્ઞાનાચાર, દર્શનાચાર વગેરે પંચાચારનું પાલન.

આમાં પંડિતાઈ ક્યાં આવી? એ બરાબર છે કે જ્ઞાન એટલે દીવો; એ માર્ગને બતાવે. પરંતુ આ ભેદ સમજી રાખવાનો કે

માર્ગને-તત્ત્વને જાણવું સદ્દહવું તે જ્ઞાન માર્ગ પાળવો એ ચારિત્ર

ત્યાં બીજાના દીવેય બીજાની પાછળ માર્ગે ચલાય. જિન-શાસનની રૂએ 'ચારિત્ર' એટલે સંયમ. 'સંયમ' એટલે પાંચ મહાવ્રત, પાંચ ઇન્દ્રિયનો નિગ્રહ (પાંચ સમિતિ), ત્રણ ગુપ્તિનું પાલન, અને ચાર કષાયોનો ત્યાગ. એમ સત્તર પ્રકારે સાધના એ સંયમ. કહો જોઉં કે આ સંયમ પાળવા કેટલા જ્ઞાનથી ચાલી શકે? શાસ્ત્ર નથી કહેતું કે ચૌદ 'પૂર્વ' શાસ્ત્રોનાં સૂત્ર-જ્ઞાન વિના કેવળજ્ઞાન ન જ મલે! હા, એવા દાખલા છે કે ચૌદ પૂર્વ શાસ્ત્ર તો નહિ પણ અગિયાર 'અંગ' શાસ્ત્રના જ્ઞાન વિના માત્ર આ સત્તર પ્રકારના સંયમને, ગુરુને સમર્પિત રહી, પાળનારા 'માષતુષ' વગેર મુનિઓ મોક્ષે સિધાવ્યા.

શું પુંડરીક સ્વામી સાથે પાંચ ક્રોડ, દ્રાવિડ–વારિખિલ્લ સાથે દસ ક્રોડ, ને પાંડવો સાથે વીસ ક્રોડ મુનિઓ,...એમ જે વિપુલ સંખ્યામાં મુનિઓ મોક્ષે ગયા, તે બધા શું પંડિત હતા? બધા'ય શું આચારાંગ, ભગવતી, વગેરે અગિયાર

અંગના ભણેલા હશે? ના, એ તો માત્ર ચારિત્રનાં અર્થાત મહાવ્રતના જ્ઞાનવાળા હતા. તેથી ચારિત્રનું પાલન કરી, રાગ-દ્વેષનો સમૂળ નાશ કરનાર બન્યા, અને કેવળજ્ઞાની થઈ મોક્ષે ગયા!

**અહિંયા મહાવ્રત પાળવા કયું જ્ઞાન જોઈએ?**

એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જીવોની ઓળખ જોઈએ, અને એ જીવોને મારનારાં જે શસ્ત્રો તેનું જ્ઞાન કરવાનું, એ પહેલા મહાવ્રત માટે જરૂરી જ્ઞાન છે. વસ્તુના સ્વરૂપથી વિપરીત જરાય ન બોલાય તે સત્યવ્રત. એમ પાંચે મહાવ્રત પાળવા એટલું જ્ઞાન જોઈએ, કાંઈ બહુ ઊંડા તત્ત્વ-જ્ઞાન વિના આ મહાવ્રત ન જ પળાય એવું નથી. એમ ઇન્દ્રિય–નિગ્રહ અને સમિતિ–ગુપ્તિને પણ ઓછી શક્તિ કે આવડતવાળા અજ્ઞાન માણસ સમજી શકે એવી સીધી સાદી વાત છે. બસ, જ્ઞાની ગુરુની નિશ્રામાં રહી આનું બરાબર પાલન થાય તો મોક્ષ મળે છે. પછી 'ચારિત્ર કેમ નથી લેતા?' તો કહેવું કે 'જ્ઞાન નથી ચડતું,' એ ઘોર અજ્ઞાન છે! ફરીથી યાદ રાખો, ચારિત્ર એટલે પંડિતાઈ નહિ; ચારિત્ર એટલે નિષ્પાપ અહિંસક જીવન.

**આત્મ–પ્રગતિનો અચૂક માર્ગ : રાગદ્વેષને કેટલા જીતતા આવ્યા?.**

જીવનમાં એટલું નિશ્ચિત થઈ જાય કે મારે આત્માની પ્રગતિ સાધવી છે, તો સાથે એ જરૂર સમજવું જોઈશે, કે તે પ્રગતિ માત્ર જીવનભરની ધર્મક્રિયાનો સરવાળો કરી એમાં સંતોષ માની લેવાથી નહિ થાય, કિંતુ 'હું સંસારમાં જકડી રાખનારા રાગદ્વેષના કબ્જામાં કેટલો હતો, અને ધર્મ કરતાં કરતાં રાગદ્વેષના કબ્જામાંથી કેટકેટલો છૂટતો આવ્યો,' તે જોવું જોઈશે. ગયા વર્ષ કરતાં આ વર્ષે, ગયા મહિના કરતાં

આ મહિને, ગઈકાલ કરતાં આજે, આત્માને રાગદ્વેષમાંથી વધુ ને વધુ કેટલો છોડાવ્યો, એ માપવું જોઈશે; અને વધુ છૂટવા અધિક પુરુષાર્થ કરવો જોઈશે. તો જ આત્મ–પ્રગતિ સધાય.

ચારિત્ર એ રાગદ્વેષથી છુટવાના અભ્યાસ સહેલાઈથી અને સચોટપણે કરવાની શાળા છે.

આ માટે મન વચન ને કાયાની ત્રણ ગુપ્તિને એવી વ્યવસ્થિત કરે કે

(૧) હિંસા વગેરે અનિષ્ટ તત્ત્વો મન–વચન કે કાયા કોઈમાં પેસી શકે નહિ. સાથે

(૨) પંચાચાર એ મન–વચન ને કાયામાં અર્થાત્ વિચાર–વાણી–વર્તાવમાં રમ્યા કરે, એવું કરવું જોઈએ,

ચારિત્રજીવનમાં આ જ કરવાનું છે, વિચાર–વાણી–વર્તાવમાં [૧] હિંસાદિ પાપ પેસવા ન દો, અને [૨] પંચાચાર જ રમતા કરો; ને તે પંડિત ન હોય એ પણ કરી શકે.

મન, વચન, કાયામાંથી હિંસા જુઠ વગેરે પાંચ પાપ નીકળી ગયા, અને મન વચન કાયામાં એટલે વિચાર–વાણી–વર્તાવમાં માત્ર પવિત્ર પંચાચાર છવાઈ ગયા, તો ઇન્દ્રિયો અને કષાય મરવા પડે!

વિવેકી આત્મા સાવધાન હોય છે. એ સમજે છે કે ઇન્દ્રિયોની પરાધીનતા સેવવામાં અને કષાયોમાં નિર્ભય રહેવામાં આત્મા સાચી પ્રગતિ કરી શકતો નથી.

ઇન્દ્રિયોને તૃપ્ત કરવા માટે જીવે અનંતકાળ મજુરી અને પાપ કર્યા, અને અનંત વિષયો ઇન્દ્રિયોને આપ્યા. છતાં એ હજુ પોતાનાં ઊધરાણાં બંધ કરતી નથી!

આ તે એની કેવી કારમી ભૂખ! અને કેવી અનાદિની અવળી ચાલ! પણ જો મોહના મહાન વિજેતા જિનનો હું

હવે ભક્ત બન્યો, જિનની સેનામાં જોડાયો, તો મારે પણ નક્કી કરવું જોઈએ કે હવે અનાદિની અવળી રમત ચાલુ ન રખાય;'– આવું વિચારી મોહાંધ ઈન્દ્રિયો અને મનને સાફ કહી દેવું કે 'હવે તમારા ઉઘરાણાં ભરવા હું તૈયાર નથી! અને તે પ્રમાણે એની ઘણી ઉઘરાણી જતી કરવી, એટલે કે એને ઈષ્ટ વિષય નહિ આપવા. આને બદલે

જો મોહનું, ઈન્દ્રિયોનું અને કષાયી મનનું બધું જ ઉઘરાણું સંતોષવા જીવ હરક પળે તૈયાર હોય, તો પછી વિષયના વિરાગ ક્યાં ટકે? તે જો નહિ, તો રાગદ્વેષને જોરદાર ધક્કો ક્યાં લાગે? રાગદ્વેષને જોરદાર ધક્કો જો ન લગાવે, તો ધર્મની મજબુત સાધના ક્યાં રેઢી પડી છે? જો મનઃકલ્પિત મહાન ધર્મ સેવ્યાનો દાવો રાખીએ, અને રાગદ્વેષને જોરદાર ધક્કો ન લાગતો હોય, તો જ્ઞાનીની દૃષ્ટિમાં આપણુને સુંદર પ્રમાણપત્ર નથી મળવાનું, એ નક્કી વાત છે. જ્ઞાનીના પ્રમાણુપત્ર ઉપર આત્માની પ્રગતિ નિર્ણીત થાય છે.

રાગદ્વેષને જોરદાર ધક્કો લગાવવા માટે વિષયો પર વૈરાગ્ય કેળવી, અંતર્મુખ બનવું જ પડે.

ઈન્દ્રિયોને કબ્જે કરી, બાહ્ય વિષયોમાં મૂઢ જેવા બનવું ઘટે 'મૂઢ' એટલે ગતાગમ વિનાનો, એટલે કે ચાવટ–ચોકસાઈ અને ચતુરાઈ વિષયોની ન રાખતાં આત્માની રાખવી.

વિષયોની કેળવણીમાં અને કિંમત–આકણીમાં જેની ઈન્દ્રિયો અને મન મૂઢ, એટલે કે એ કાર્ય કરનાર નહિ, તે જ સાચો પંડિત-પુરુષ; તે જ નક્કર ધર્માત્મા કહેવાય.

એટલે જો મનને એમ લાગતું હોય કે 'આપણે પંડિત હોઇએ તો ચારિત્ર સારી રીતે પળે,' તો એમાં મનને સાથે આ લગાડી દો કે 'આ પંડિતાઈ ખાસ તો આ જ જોઇએ છે

કે 'મારી ઇન્દ્રિયો અને મન વિષયોની કેળવણી અને મૂલ્યાંકનમાં જડ ભરત રહી ગમાર રહી સંયમ અને આત્મગુણોની કેળવણી અને મૂલ્યાંકનમાં હોશિયાર હોય.' આ જ હોશિયારી એ સાચી પંડિતાઈ છે.

હરિભદ્ર પુરોહિતના મન પર શાસ્ત્રોની પંડિતાઈ નહિ, પણ આ સંયમનાં મૂલ્યાંકનની હોશિયારી આવી ગઈ, તેથી એ બેસી ગયા ગુરુ જિનભદ્ર (જિનભટ) આચાર્યના ચરણે મુનિ બનીને.

હરિભદ્ર મુનિ બન્યા પછી હવે તો સમ્યક્ત્વ આવી ગયું છે, એટલે પૂર્વના મિથ્યાભિમાન વગેરે દોષો નામશેષ થઈ ગયા છે, તેથી ગુરુ એમને યોગ્ય જાણી ઝટોપટ શાસ્ત્રબોધ આપ્યે જાય છે એ ગ્રહણશિક્ષા; તેમજ સંયમના વિવિધ અંગોના આસેવનમાં જોડે છે એ **આસેવનશિક્ષા.** બંને શિક્ષાથી હરિભદ્ર વિદ્વાન સંયમી બને છે. પરંતુ જોજો હોં, એ વારંવાર જિનશાસન અને ગુરુના અસાધારણ ઉપકારને ભુલતા નથી, વારંવાર યાદ કરે છે.

સર્વજ્ઞ અસર્વજ્ઞના શાસ્ત્ર વચ્ચે આકાશપાતાળના અંતર :—

હરિભદ્ર મુનિનું મન જાણે વારંવાર કહે છે કે "હે **મહા ઉપકારી ગુરુભગવંત! આટલા દિવસ તો અધિકરણને** અર્થાત્ જીવહિંસામય આરંભ–સમારંભ અને વિષયવૃત્તિપોષક ઉપાયોને ઉપદેશનારા **શાસ્ત્રોમાં પ્રશાન્તતાથી મારી મતી ખૂંચી. એનાથી આસુરી બળને મારામાં પ્રગટાવવાના કોડમાં હું રમ્યો.** આનું કારણ એક જ હતું કે આપનો પરિચય નહોતો, તેથી હું મૂર્છિત હતો. પરંતુ હવે હે **પ્રભો! આપના પવિત્ર પાવન સંનિધાનના શુભ પ્રભાવે જાગ્રત થયેલું મારું મન હવે ધીરજ ધરી સમ્યક્ શ્રુતના**

મહાસાગરમાં અત્યંત લીન થઈ ગયું છે. જગતને લક્ષ્મી વગેરેના વિયોગો જે પીડા આપી રહ્યા છે, એવી કોઈ વ્યથા હવે મને નથી. હે નાથ! અનેક જન્મોની ઉચ્ચ સેવાઓથી પણ બદલો ન વળી શકે. એવો આ કેવો આપનો મારા પર અનુપમ ઉપકાર! અહીં જ દુન્યવી બધી વ્યથાઓની પીડા મુકાવીને મને નિવૃત્તિના સુખની મોક્ષસુખની ઝાંખી કરાવી!"

મનથી ગુરુને શું કહે છે? "મને અધિકરણી શાસ્ત્રોના જોર પર આસુરી બળ પ્રગટાવવાની મતિ જાગી. આનું કારણ એ, કે એ શાસ્ત્રો શ્રી વીતરાગ સર્વજ્ઞના ઉપદેશેલા નહિ. તેમજ અજ્ઞાનતાના યોગે મને સૂક્ષ્મ જીવોના સ્વરૂપની ય ખબર નહિ; તેમ મારે અંતરના રાગદ્વેષ પર વિજય મેળવવાનો છે, એ મારું લક્ષ્ય નહિ. એટલે 'વાદીઓને કેમ જીતું, મારું વર્ચસ્વ કેમ જમાવું, બીજાઓને પંડિતની ભાષાથી કેમ ઉતારી પાડું!' (દા ત. શ્રી વીતરાગ પ્રભુની મૂર્તિની મિષ્ટાન્નભોજી તરીકે મશ્કરી કરી હતી;)—આ બધી આસુરી બળ પ્રગટાવ-વાની ભાવનામાં રમ્યા કરવાનું થતું હતું. હવે એ મટી યોગિક બળ, આત્મિક તારક બળની અભિલાષા જાગી, કોડ જાગ્યા. આપના પ્રતાપે એ માટે સંયમજીવન પામ્યો, જિના-ગમ પામ્યો. કેવો આપનો અનુપમ ઉપકાર!"

ઉપકારની સ્મૃતિનાં આંસુ :—

શ્રી હરિભદ્ર મુનિનું મન ગુરુદેવનો ઉપકાર અપ્રતીમ હોવાનું માને છે, અને ગુરુના અપ્રતિકાર્ય ઉપકારને યાદ કરતાં એમની આંખો આંસુથી ભરાઈ જાય છે! હૃદય ભરાઈ આવે છે,— 'ક્યાં હું પૂર્વનો ઉન્મત્ત! અને ક્યાં આજ જીવ-નમાં હું ઉચ્ચમાર્ગે ચઢાવાયેલો! ગુરુજીએ જે ભલું કર્યું, તેનું વર્ણન શું કરાય! આવા નિઃસ્વાર્થપણે અનંત ઉપકાર

કરનાર ગુરુના આજ્ઞાંકિત બની રહેવું, એ સિવાય ઉપકારના બદલા તરીકે બીજું તો શું કરી શકાય? કેમકે આ તો જૈન ગુરુ, એમને કશી જરૂર નહિ; એ તો નિરંતર ઊંચે ઊંચે સ્વયં જઈ રહ્યા છે. ત્યાં શિષ્ય એમનું શું ભલું કરી શકે?

ગુરુના ઉપકારનો બદલો આ :- જીવનભર ગુર્વાજ્ઞાધીન બન્યા રહેવું

## જૈન ધર્મની આગવી વિશિષ્ટતાઓ

**જૈનેતર ધર્મોની સામે જૈનધર્મની સૂક્ષ્મતા–સજ્ઞાનતા–વિશિષ્ટતા :**

હરિભદ્ર મુનિ બન્યા પછી જૈનધર્મ સારો પરિચિત થતા એમણે જોયું કે 'અહો! વૈદિક ધર્મની સામે કેટલો બધો ઊંચો જૈન ધર્મ! વૈદિક ધર્મના નિષ્ણાત હતા, એટલે એની રજે રજ જાણે છે. એ એમને જૈન ધર્મમાં ચારિત્ર ધર્મની એકેક સૂક્ષ્મ પણ જીવોની જયણા–દયાવાળી અને અંતરના નાજુકમાં નાજુક પરિણામને શુદ્ધ કરનારી ઝીણી ઝીણી સાધના જોવા સમજવા અને પાળવા મળે છે, ત્યારે એમની અક્કલ કામ નથી કરતી કે 'અહો! જૈન ચારિત્રજીવનમાં તો એકેક યોગની સાધના, એની પાછળના હેતુ, અને એના આત્મા પર પરિણામ એવા બતાવ્યા છે કે એનો મુકાબલો વૈદિક તો શું પણ બીજા કોઈ પણ ધર્મમાં ન મળે.'

**જૈનધર્મની સૂક્ષ્મ અહિંસા :—**

વાત પણ સાચી, વૈદિક ધર્મમાં તો છી છી ને ધો ધો, બાહ્ય શૌચવાદ ભારે, 'જરાક બહાર જઈ આવ્યા? હાથ પગ ધોઈ નાખો,' 'જરાક લઘુ શંકા ટાળી આવ્યા, હાથ પગ ધોઈ નાખો,' 'જરાક કોક ભૂલમાં રસોડાના ચોકામાં પેઠું? તો ચોકો આખો ધોઈ નાખો,' કાચા પાણીનો બેસુમાર ઉપયોગ! કારણ, ઈતર ધર્મવાળાને મૂળમાં એટલું સૂક્ષ્મ અને

વિસ્તૃત જીવજ્ઞાન જ નથી.

ત્યારે જૈન ધર્મ તો કહે છે કે 'આ પાણીના જીવોની સામે તો જુઓ. પાણીના ઝીણા એકેક ટીંપામાં, અરે! ફરફરિયા વરસાદના એક ઝીણા ફોરામાં અસંખ્ય અપકાયિક સ્થાવરકાય જીવોનાં શરીર છે, એ એકેક શરીરે એકેક જીવ છે. એટલે એક સૂક્ષ્મ ફોરામાં અસંખ્ય જીવો! શરીર કેવાં સૂક્ષ્મ કે એ એકેક જીવ પોતાનું શરીર એ ફોરાં જેટલું જ કરે, તો એક ફોરાના જીવ આખા લાખ જોજનના જંબૂદ્વીપમાં તો શું આવા કરોડો અબ્જો દ્વીપોમાં પણ માય નહિ!

જ્યારે એકેક ટીંપે આટલા બધા જીવો, તો પછી એક પાંગળા પાણીમાં કેટલા જીવો? એકજવાર હાથ ધોવા માત્ર એક પાંગળું જ કાચું પાણી લીધું તો એટલા પાણીથી બે હાથ ઘસી નાખવામાં કેટલા બધા જીવોને સાફ કરી નાખ્યા? અને તે અણગળ હોય તો એમાં હજારો ત્રસ (હાલતા ચાલતા પોરાં) જીવો! એને ય ઘસી નાખ્યા!

વૈદિક ધર્મોમા આ જીવોની કલ્પના ય જ્યાં નહિ, ત્યાં એની હિંસા અહિંસાનો વિચારે ય શાનો હોય?

ત્યારે જ આવા જ સૂક્ષ્મ વાયુકાયિક જીવોનો પણ જૈનેતર ધર્મોમાં ખ્યાલ જ કયાં છે? પછી એની દયા—રક્ષા—અહિંસાની વાત પણ એ કયાંથી કરે? એ તો વાયુ એટલે મરુત્ દેવતાનું શરીર માને, અને દેવતાને દુઃખ થાય નહિ, એટલે પછી કેમ? તો કે તમે વાયુને ગમે તેટલું કચરો, ફૂંકો, અગ્નિમાં ઉરાડો, એમાં કશી હિંસા નહિ! આવું જૈનેત્તર ધર્મોમાં હોવાનું જુએ છે.

ત્યારે હરિભદ્ર મુનિ જુએ છે કે 'અહીં જૈન ચારિત્ર—ધર્મમાં તો અતિ ઝીણા ફોરા જેવડા વાયુના એક કણમાં ય અસંખ્ય જીવો છે! તેથી સહેજ ફૂંક મારી, કે ગરમીમાં શરી-

રને જો સહેજ કપડાનો છેડો હલાવી પવન નાખ્યો, એમાં અસંખ્ય વાયુકાય જીવો મારી નાખ્યા! માટે સહેજ ફૂંક પણ મરાય નહિ, કે કપડાનો છેડો ય સહેજ ફરકાવાય નહિ.

એમ કાચા પાણીનું એક ટીંપુ પણ કચર્યું તો એમાં અસંખ્ય અપ્કાય જીવો મારી નાખ્યા! માટે કાચું પાણી વપરાય જ નહિ અરે! કાચા પાણીના ભાજનને અડાય પણ નહિ, એમ કાચા મીઠાના કે કાચી માટીના પણ કણે કણે અસંખ્ય પૃથ્વીકાયિક જીવો! તેથી તાજા ખેડેલા ખેતરમાં એ કાચી માટી પર ચલાય પણ નહિ.

એવું દીવા અંગારાના કણે કણે અસંખ્ય અગ્નિકાયિક જીવો! ચારિત્ર જીવનમાં અગ્નિને અડાય તો નહિ, પણ એની પાસે ઊભા રહીને એની ગરમી ય લેવાય નહિ. જૈનેતર સંન્યાસ ધર્મમાં આ યતના ક્યાં છે?

એમ વનસ્પતિકાયમાં પાંદડે પાંદડે અને બીએ બીએ જીવ છે. ત્યારે જમીન–કંદ અને લીલ–ફૂગમાં તો વળી કણે કણે અનંતા જીવો છે, ચારિત્ર ધર્મમાં એને અડાય પણ નહિ. ઈતર ધર્મનાં સંન્યાસમાં તો ઝાડ પરથી સીધાં ફળ તોડી લાવી ફળાહાર કરવાની વાત! ત્યાં ક્યાં અહિંસા રહી?

નિર્દોષ ભિક્ષા :—

હરિભદ્ર મુનિ ચારિત્રજીવનમાં 'આ બધા જીવોની પણ હિંસા કરું નહિ કરાવું નહિ, કરતાને સારા માનું નહિ; તેય કાયાથી તો નહિ, પણ મનથી અને વચનથી પણ હિંસા નહિ,' એમ નવકોટિ અહિંસાનું પાલન જુએ છે. હિંસા કરનારને સારા માનું નહિ. એના કક્ષા ક્યાં સુધીની? તો કે સાધુ માટે કોઇએ કાંક રાંધ્યું, તે જો સાધુ લઇને વાપરે તો એમાં આ હિંસા કરનારને સારા માનવાનું થાય, અર્થાત્

હિંસાની અનુમોદના થાય, માટે સાધુ એવો આહાર સ્વીકારે નહિ.

જૈનેતર ધર્મમાં આ ક્યાં જોવા મળે? જૈન ધર્મના ચારિત્રમાં તો ભિક્ષામાં આ એક દોષ નહિ, પણ ૪૨ દોષ ટાળવાના જે બતાવ્યા છે, એની ગંધ પણ વૈદિક ધર્મમાં ન મળે.

હરિભદ્ર મુનિ જૈનધર્મની આ

(૧) ઉચ્ચ કોટિની અહિંસા પર અને

(૨) એના મૂળમાં રહેલા સૂક્ષ્મ તથા વિસ્તૃત જીવવિજ્ઞાન પર ઓવારી જાય છે.

(૩) એવું જ જૈન ધર્મની વિરતિમાર્ગની અનન્ય વિશિષ્ટતા, તથા

(૪) ચારિત્ર ધર્મના મહા વિવેકભર્યા, ગંભીર રહસ્યભર્યા, અને પૂર્ણ અધ્યાત્મભર્યા એકેક પ્રતિક્રમણાદિ યોગાનુષ્ઠાનની અનન્ય વિશેષતા પર ઓવારી જાય છે! વળી

(૫) જૈન ધર્મમાંના જ્ઞાનાચાર–દર્શનાચાર–ચારિત્રાચાર–તપાચાર–વીર્યાચાર એ પંચાચારનાં અદ્ભુત વિજ્ઞાન, તથા એમાં થતી સ્ખલનાના પ્રાયશ્ચિત્તોના અતિ વિસ્તૃત વિજ્ઞાન જોઈ મુગ્ધ થઈ જાય છે!

(૬) એમ હરિભદ્રમુનિ એ પણ જુએ છે કે 'પરમાત્મા' નામ તો બીજા ય ધર્મો પણ લે છે, કિન્તુ પરમાત્માના સાચા સ્વરૂપની એમને ગંધ પણ ક્યાં છે? ત્યારે જૈન ધર્મમાં પરમાત્માનું કેવું અલૌકિક લોકોત્તર અને અવ્વલ ભવ્યતાવાળું સ્વરૂપ વર્ણવ્યું છે!'

(૭) એમ, જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મોનું મહા વિજ્ઞાન,

(૮) આત્માની ઉત્ક્રાન્તિના ૧૪ ગુણસ્થાનોનું વિજ્ઞાન,

(૯) જીવાજીવાદિ નવતત્ત્વનું વિજ્ઞાન,

(૧૦) સ્યાદ્વાદ—અનેકાંતવાદ વગેરેનાં સિદ્ધાન્ત,

એમ અનન્ય કોટિના દેવાધિદેવ અને ગુરુના વિનયના પ્રકારો, અતિ ભવ્ય અને અનન્ય સામાયિક વગેરે છ આવશ્યકોનો મહાયોગ, અતિ સૂક્ષ્મ અને વિસ્તૃત પંચાચારનો માર્ગ, એમાં થતી સ્ખલનાના પણ સૂક્ષ્મ અને વિસ્તૃત પ્રાયશ્ચિત્ત—વિધાન;...આ બધું જૈનેતર કોઈ ધર્મમાં જોવા ન મળે. આ જોઈ જોઈ હરિભદ્રમુનિના હૈયે હરખ હરખ થઈ આવે છે!

(૧૧) એ જુએ છે કે જૈનધર્મમાં જે પૂર્વ પુરુષોનો ઇતિહાસ છે, એમના ચરિત્રો અને આત્મપરાક્રમો જોવા મળે છે, એનો ય દુનિયાના કોઈ ધર્મમાં જોટો નથી! એ શાલિભદ્ર, એ સ્થુલભદ્ર, એ સનત્કુમાર—મેઘકુમાર, ગજસુકુમાર, ખંધકમુનિ, મેતારજમુનિ, ગામ—નગરની સ્ત્રીઓ પોતાનું રૂપ જોઈ પાપ ન બાંધે માટે જંગલમાં રહેતા એ ભાવકરુણાભર્યા બળભદ્ર મુનિ, એ સુદર્શનશેઠ, કામદેવ—સાગરચંદ્ર, ચંદ્રાવતંસક રાજા વગેરે પૂર્વના મહાપુરુષોના કેવાં અદ્ભુત ચરિત્ર!! આ કે આવો વારસો જૈનધર્મ સિવાય કોણે આપ્યો છે?

(૧૨) ત્યારે જૈનધર્મનાં પૂર્વાપર અવિરુદ્ધ ટંકશાળી વચનવાળાં શાસ્ત્રો,

(૧૩) અરિહંતાદિ પંચપરમેષ્ઠિ,

(૧૪) શત્રુંજયાદિ તીર્થો,...વગેરે વગેરે પણ કેવાં અનન્ય અનુપમ!

હરિભદ્ર મુનિને તો આ બધું જોતાં ચમત્કાર ચમત્કાર લાગે છે કે 'અહો! આ બધું કેવું અપૂર્વ હું પામ્યો! મારા પુણ્યની અવધિ નથી! એ સાધ્વીમાતા યાકિની મહત્તરાનો તથા આ આચાર્ય ભગવાનનો મારા પર કેટલો અમાપ

ઉપકાર !!

જૈનધર્મની આગવી વિશેષતાઓ છે. લલિતવિસ્તરા શાસ્ત્રમાં એમાંની કેટલીક વિશેષ્ટતાઓ આલેખાયેલી છે; ને એ જોતાં જ, બૌદ્ધમતથી ચળચિત્તવાળા બનેલા શ્રી સિદ્ધર્ષિગણી, જૈનધર્મમાં સ્થિર ચિત્તવાળા દૃઢ શ્રદ્ધાવાળા બની જાય છે! પછી તો એ જૈનધર્મ પર ઓવારી જઈ જૈનધર્મના તત્ત્વો માર્ગ અને સિદ્ધાન્તો પર સૂક્ષ્મ ચિંતન કરી વિશ્વશ્રેષ્ઠ રૂપકગ્રંથ શ્રી 'ઉપમિતિ–ભવપ્રપંચા કથા' નામનું મહાકાય શાસ્ત્ર રચે છે.

હરિભદ્ર મુનિ આચાર્ય બને છે :—

શ્રી હરિભદ્ર મુનિના હવે વિશાળ અને સૂક્ષ્મ શાસ્ત્રબોધ તથા સંયમાદિની યોગ્યતા જોઈ ગુરુ એમને શાસનના મહાપ્રભાવક થવાનું જાણી પંચપરમેષ્ઠીના તૃતીયપદ આચાર્યપદે આરૂઢ કરે છે.

### હંસ-પરમહંસ

એક વખતનો પ્રસંગ છે. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ બહિર્ભૂમિએ ગયેલા છે ત્યાં એમણે નાનપણમાં હુલરાવેલા પોતાના બે ભાણેજ હંસ અને પરમહંસ નામે આવતા જોયા; એટલે ઊભા રહ્યા.

હંસ–પરમહંસ નામ કેટલા સુંદર! કાન્તિ અને ગુણે પણ તેવા! હંસ ઉજ્જવળ કાન્તિવાળા, ઉચ્ચ ખોરાકવાળા, અને વિવેક–શાંતતા વગેરે ગુણોવાળા! આ પણ તેવા છે. મામાને જોતાં જ આંખમાં આંસુ સાથે બે હાથ જોડી પગમાં લાગી પડે છે. સૂરીશ્વરજી એમને કંઈક ચિંતાવાળા જુએ છે,— પૂછે છે, "કેમ શું છે?"

"મૂંઝવણ છે."

"તમારે મૂંઝવણ?"

"શું કરીએ? પિતાજીના ઘરમાં ન સાંભળી શકાય તેવાં કર્કશ વચન સાંભળવા મળ્યાં. તેથી મન ઉદ્વિગ્ન થઈ ગયું છે. એમ થાય છે કે આ આપણા સ્નેહી?" બંને ભાઈ જબરજસ્ત યોદ્ધાઓ છે. એમાં સો શસ્ત્રથી યુદ્ધ કરી જાણે એવો એક ભાઈ સહસ્રમલ્લ છે. એકલો હજાર યોદ્ધાઓને પૂરો પડે! આવાને ય સ્વજનોનાં ટોણાં–ઠપકા ખાવાં પડે, એ કેવી કર્મની વિચિત્રતા! કેવો સંસાર! અંતરમાં સ્વજન પર અને ઘર પર એમને વૈરાગ્ય થઈ ગયો છે, એટલે તો મામા મહારાજ જૈન સાધુ છે એ જાણીને એમની પાસે આવ્યા છે. છતાં ભાણુજાના વૈરાગ્યને શુદ્ધ બનાવવા નક્કર બનાવવા મામા મહારાજ કહે છે,–

"ખરી વાત છે ભાઈ તમારી. સંસારના સ્નેહીઓ સ્વાર્થમાં જ રમતા હોય છે. એમના સ્નેહ પાછા ચંચળ! એ ખસે એટલે સામાનું આવી બન્યું! પણ તમે એકલા સ્નેહીનું જ એવું ચંચળપણું સમજતા મા. સારો ય જડ–ચેતનમય સંસાર જ એવો છે. એના પર વિશ્વાસ શા સારુ?

કદાચ અવિશ્વસનીયની જમાતમાંના એકને મૂકી બીજાને વળગશો, તો ત્યાંય પાછો વિશ્વાસભંગ પામશો, તેથી ફરી આવો પસ્તાવો વેઠનો પડશે!

માટે સારા વિરાગી થાઓ"

ગુરુજીના વચને હંસ–પરમહંસ બૂઝી જઈ તેના પરથી સંસારનું માપ કાઢ્યું કે 'આપણા ગણાતા સ્નેહી તરફથી પણ જો અરુચિ–અપમાન મળે તો પછી જગતના તરફથી શું મળે? એ પીડા જ.' તો પછી એવા સંસારથી સર્યું. એ કહે છે, 'પ્રભુ! આપો અમને ચારિત્ર. અમે તો હવે તમારા

શરણે છીએ!'

મામાએ બે ભાણાને સાથે લીધા, અને લઈ જઈ દીક્ષા આપી.

કેવા લઘુકર્મી જીવો! સંસારમાંના એકાદા અપમાનથી આખા સંસાર પરથી ઊભગી ગયા! તમારે જીવનમાં કોઈ અપમાનનાં આક્રમણ આવ્યા છે કે નહિ? કહો, એક નહિ, અનેક વાર, અને અનેકો તરફથી.

છતાં 'હાય! આવો સંસાર? છોડ એને,' આવું ક્યારે ય થયું નથી ને?

ના, કેમકે હિસાબ માંડી રાખ્યો છે કે

**'એવાં અપમાન-અવગણના-તિરસ્કારની વચ્ચે ય વિષયોનાં ઠીકરાં ચાટવા મળે છે ને?'** આ તો પેલા જેવું છે કે 'ભલે નાક કટ્ટા તો કટ્ટા, મગર ઘી તો ચટ્ટા!' નાક કપાઈ જાય છતાં એનું દુઃખ ન માને અને ઘી ચાટવા મળ્યું એનું સુખ માને એ પૂરો બેવકૂફ? કે થોડો બેવકૂફ? તો પછી એમ, સંસારમાં અપમાન-અવગણના-વિશ્વાસઘાત પામવા છતાં એનું બહુ દુઃખ ન માને અને વિષયોનાં ઠીકરાં ચાટવા મળ્યાનું સુખ માને એ કેવો? હંસ-પરમહંસ વિષયોનાં ઠીકરાં ચાટવા મળ્યાના સુખને કોડીનું ગણે છે, તેથી જ સંયમનું મહાન આલંબન પકડે છે.

બૌદ્ધમત જાણવાની ઝંખના :—

બન્નેને શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ અધ્યયન કરાવે છે, ન્યાયશાસ્ત્ર ઉપરાંત ઈતર દર્શનશાસ્ત્રો પ્રમાણશાસ્ત્રો અને જિનાગમોની તાલિમ આપે છે. એમાં એકવાર બન્નેના મનમાં એક વિચાર આવ્યો. સૂરીશ્વરજીના ચરણે ધરતી પર માથું નમાવીને તેમણે ગુરૂમહારાજની આગળ તે વિચાર મનોરમ

વિનંતીપૂર્વક રજુ કર્યો,– "ભગવંત! આજ્ઞા આપો. બૌદ્ધના તર્કશાસ્ત્રનાં રહસ્ય જાણવા ઈચ્છા છે. અમારી બુદ્ધિની પરીક્ષા માટે એનાં કઠિન શાસ્ત્ર ભણવા એના મઠમાં અમે જઇએ. બરાબર તેમનું જોઈ લાવીએ પછી એના જોરદાર ખંડન કરી, એ કુમતના મૂળિયાં ઉખેડી નાખીએ. તો હવે અમને તેમનું સ્થળ બતાવો."ગુરુમહારાજ આમની આવી ધગશ જોઈ ખૂશ થાય છે; પરંતુ નિમિત્ત શાસ્ત્ર જોઇને કહે છે, "નિમિત્ત સંયોગ એવા જણાય છે કે તમારા ત્યાં જવામાં લાભ નથી દેખાતો, મોટું નુકસાન દેખાય છે. માટે એ ઈચ્છા માંડી વાળો."

"ભગવન્, ત્યાં ગયા વિના એના ભેદ શી રીતે જણાય?"

"અહો, એજ ને? એ તો તમે આ દેશમાં ય ગુણવાન આગમાભ્યાસી સાધુમહારાજ પાસે ય જાણી શકશો. એમ તો કેટલાક એવાય હાલ બુદ્ધિશાળી ભેજાવાળા હોય છે કે જે અન્ય શાસ્ત્રોના ય સારા વિદ્વાન હોય છે. એમની પાસેથી તમે બૌદ્ધશાસ્ત્રોનાં રહસ્યાદિ પામી શકશો.'

"પણ...ભગવન્! અમારે ઠેઠ એના ઘરમાં ચાલતું તંત્ર જાણવું છે."

"તમારે ઉપયોગી તો અહીંય જાણી શકાશે, બાકી ત્યાં તો હું નુકસાન જોઈ રહ્યો છું. અને કદાચ નુકસાન ન પણ હોય તો ય ગુરુનો વિરહ પડે, એવા માર્ગે કોણ ભટકે? તેમ નુકસાન જાણ્યા પછી કયા ગુરુ રજા આપે? તેથી હું તો તમારા જવામાં સંમત નથી.'

ગુરુકૃપા પર શ્રદ્ધા :—

ગુરુના આ વચન પર હંસ જરા હસીને કહે છે, "ગુરુજી, આપનું આ કથન અમારા પર આપની અતિશય વત્સ-

લતાને સૂચવે છે. અમને આવા આપના અનહદ પ્રેમ પર શ્રદ્ધા છે."

"પણ નુકસાનનું શું?"

"અરે પ્રભુ! એ શું બોલ્યા? આપ જેવાની કૃપા છે પછી નુકસાન? ના રે ના, અવશ્ય લાભ જ થવાનો. આપે અમને હુલરાવ્યા છે! પછી અમારા પર નિમિત્ત શું કરશે?" મામાનો ભાણેજ પર પૂર્વે કેવો પ્રેમ હશે? એય છોડી મામાએ દીક્ષા લીધી છે! એ કહે છે કે "અમે બરાબર જાગતાં રહીશું. આપના પ્રાભાવિક નામનો મંત્રની જેમ જપ કરશું. પછી નિમિત્ત–અપશુકન શું નડવાના હતા?"

ત્યારે છેવટે ગુરુ કહે છે કે "તમને સુખ ઊપજે એમ કરો. અમારે તો હિતકારી કહેવું એ યોગ્ય છે. બાકી થવાનું તે તો થશે જ."

**હંસ–પરમહંસ બૌદ્ધમઠમાં :—**

બસ, બન્ને ભાઈઓ ગયા દૂર દેશે બૌદ્ધના મઠમાં; પણ પોતાનો સાધુવેશ સારી રીતે છુપાવી, બૌદ્ધોને વહેમ ન પડે એવો વેશ કરીને ગયા. ત્યાં જોયું કે કુમતિઓએ જાળ તો ઠીક પાથરી દીધી છે! છતાં હંસ–પરમહંસને વિદ્યાનો ઉછરંગ કેટલો બધો છે? અત્યંત! શા માટે? શાસનના હજી પણ વધુ ઉદ્યોત કેમ થાય, એની તીવ્ર કામના છે. આમ તો ગુરુથી જરાય છુટા પડવાનું દિલ નથી, પરંતુ અંતરમાં ઉછળેલી એમની વિદ્યાની ધગશ અને શાસનસેવાના કોડ આ મહાન સાહસ કરાવે છે. તમે જાણ્યું ને કે એમને ક્યાં રહેવાનું છે? વિરોધિના કિલ્લામાં! તેય કોઈ રક્ષણ વિના, એકલા પંડે! કેમ એ ગભરાતા નથી? કહોને કે એ યોદ્ધા છે માટે. ના, ના, યોદ્ધા ય આવામાં એકલા જતા વિચાર કરે. આ તો

અંતરમાં પરવિદ્યા જાણવાની અને પછી એનું જોરદાર ખંડન કરવાની તીવ્ર ઉમેદ છે, એમાં ગમે તેટલા કષ્ટ વેઠવાની તૈયારી રાખી છે, તેથી ગભરામણ નથી રાખી. તેમ દેવ-ગુરુ-કૃપા પર અનહદ શ્રદ્ધા છે, તેથી બીક નથી. ગભરાટ સાથે જે કામ કરવા જવાય, તેમાં ભલીવારે ય શો આવે છે?

પ્રચારના પાકા ઉપાય :—

ઠેઠ બૌદ્ધના મઠમાં પહોંચી જુએ છે તો શું દેખાયું? જ્ઞાનાભ્યાસ કરવા માટે અનેક શાળાઓની હાર લાગી છે! તેમ ભણનાર વિદ્યાર્થીઓને બીજી ખટપટ ન કરવી પડે, તે માટે ત્યાં દાનશાળા પણ ચાલે છે! અને હજારો બૌદ્ધ વિદ્યાર્થીઓને ભણાવવા માટે ૧૫૦૦ તો બૌદ્ધ અધ્યાપકો છે! કહો, પોતાનો ધર્મ ને પોતાની વિદ્યા પોતાનાને ભણાવવા માટેની કેવી સગવડ? કેમ વારુ? સ્વધર્મના અનુયાયીને યાવજ્જીવ એમાં જ દૃઢ શ્રદ્ધાવાળા બનેલા રાખવા માટે. કદાચ કોઈ બહારનો વાદી વગેરે મળે તો આ તૈયાર થયેલા બૌદ્ધ વિદ્વાનો ગુઢ યુક્તિઓથી તેનું ખંડન કરી બૌદ્ધ ધર્મનું ગૌરવ અને પ્રચાર કરી શકે એ માટે, ને શક્ય હોય તો એનેય બૌદ્ધ ધર્મનો ઉપાસક બનાવી દેવાય એ માટે આ મહાકાય આયોજન રાખ્યું છે. વિદ્યામાં ય એવી ગુપ્ત શિક્ષણપદ્ધતિ રાખી છે! તેથી જ ત્યાં બૌદ્ધ સિવાય બીજા કોઈને પ્રવેશ નથી. જટિલ અને તર્કભરી એના ગૂઢ પદાર્થોની વિચારણા ત્યાં મુખેથી આપવામાં આવે છે. એ યુક્તિઓની બહારનાને ખબર ન હોય, એટલે વાદમાં બૌદ્ધને બહારનો જીતી ન શકે.

બૌદ્ધના કિલ્લામાં બૌદ્ધમતનું ગુપ્ત ખંડન :—

બૌદ્ધોને ત્યાં ભણાવવાની વ્યવસ્થા હતી. હંસ અને પરમહંસ ત્યાં પહોંચી ગયા પછી તો તરત જ અત્યંત વિષમ

એવા બૌદ્ધના શાસ્ત્રોના થોક ભણવાનું શરૂ કરી દીધું. દિવસ અને રાત મથવા માંડયું. શું કામ બાકી રાખે? છતાં

સાવધાની આ કે બીજાનું ભણવામાં પોતાનું ગુમાવવાનું નહિ, પણ શ્રેષ્ઠ કમાવાનું.

અધ્યયનમાં હંસ–પરમહંસના અપ્રમત્ત પુરુષાર્થ ચાલ્યા. ભાગ્યશાળી એવા કે બીજા પંડિતોને સમજવા અતિ કઠિન પડે એવા બૌદ્ધ તત્ત્વોને એમણે સરળતાથી કુશળ રીતિએ સમજી લીધા. એમાં એમણે જોયું કે 'શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાન્ત ઉપર બૌદ્ધોએ કલ્પિત એવા પણ પ્રખર દૂષણો ઊભા કર્યા છે; તો હવે એ ટાળવાનું કાંક કરવું જોઇએ.'

પહેલેથી જૈન દર્શનના અભ્યાસી તો બનીને જ આવ્યા હતા, અને અહીંની ગલીકુંચીઓ સમજી લીધી, એટલે હવે એમણે મનમાં એ દૂષણોનું ખંડન જિનાગમ પ્રમાણથી સૂક્ષ્મ દૃષ્ટિએ એવું કરતા રહ્યા, અને ખાનગીમાં કાગળની કાપલીઓમાં લખતા રહ્યા, કે જેની સામે હવે ઉત્તર કરવો બૌદ્ધોને અશક્ય પડે. એટલું જ નહિ પણ ઉપરથી એની સામે જૈન તર્કની પ્રવીણતાથી જબરદસ્ત હેતુ, યુક્તિ અને દૃષ્ટાંત એવા ખડા કર્યા, કે એથી બૌદ્ધમત પોકળ અને અસત્ય સાબિત થાય. બૌદ્ધમતની અસત્યવાદિતા અને અપ્રમાણિકતાની આ સાબિતિઓ એટલી બધી સચોટ અને દૃઢ હતી કે એની સામે ઉત્તર કરવાનું કે એને ખોટી પૂરવાર કરવાનું સામર્થ્ય બૌદ્ધના ખુદ વડેરામાં ન મળે. જૈન શાસનના કેળવાયેલા મુનિરત્નોની કેવી અચિંત્ય શક્તિ! કેવી અદ્‌ભુત બુદ્ધિ!

આવ્યો વિઘ્નપિશાચ :– બૌદ્ધોએ ઊભા કરેલા કલ્પિત દૂષણો એનાં નિરાકરણ, એની પ્રતિપક્ષી જૈન વસ્તુની સાબિતિના હેતુ–યુક્તિ, એ બધું ભૂલી ન જવાય, એ માટે

હંસ પરમહંસે ખાનગીમાં કાગળની કાપલીઓમાં લખી લેવા માંડ્યું હતું. કિન્તુ બન્યું એવું કે એકવાર પવનના જોરે એમાંથી લખાણની બે કાપલિયો ઊડીને બહાર પડી, અને એક બૌદ્ધ વિદ્યાર્થીના હાથમાં આવી એણે તે તરત જ પોતાના બૌદ્ધ આચાર્યને આપી. હવે શું બાકી રહે? આચાર્ય તો અત્યાર સુધી એમજ સમજે છે કે ત્યાં બધા ભણનારા ચુસ્ત બૌદ્ધમતના શ્રદ્ધાળુ છે. તેથી જ નિરાંતથી પોતાની ગુઢ યુક્તિ-પ્રયુક્તિ સૌને બતાવતા. પરંતુ આ કાપલિયો જોતાં લાગ્યું કે કોઈ વિરોધી અંદર પેઠો લાગે છે. હવે જો જાણે કે આ તો કોઈ પોતાનો દુશ્મન બધું શીખી ગયો છે, તો ગુસ્સો, દ્વેષ, અને કુબુદ્ધિ કેવા જન્મે? બસ, થયો ફફડાટ!

પુણ્યના કબ્જામાં રહેનારી વસ્તુ પર માણસનો મદ પોકળ છે :–

કાપલિયો જોઈ બૌદ્ધનો આચાર્ય ચમક્યો, 'અહો! આ અમે સામામાં ઊભા કરેલા દૂષણો, જે આજ સુધી કોઈ હટાવી શક્યું નથી, તેના પર પણ આમાં આક્રમણ કર્યું છે? એ દૂષણોનું આટલું જોરદાર ખંડન કર્યું છે? પાછું ઉપરથી અમારા મતમાં આવા અકાટ્ય દૂષણો ઊભા કર્યાં છે? હવે આનો શો જવાબ હોઈ શકે?' બૌદ્ધાચાર્યની તો આ વિચારણાએ છાતી જ બેસી ગઈ! આજ સુધી નહિ અનુભવેલી વ્યગ્રતા હૈયામાં વ્યાપી ગઈ! મન નાહિંમત બની ગયું! વાદના વિજયની કીર્તિ જાણે ઓસરી જતી લાગી!

બૌદ્ધાચાર્યને વહેમ પડી ગયો :—

બૌદ્ધાચાર્ય વિચારે છે કે "આ કોઈ જૈનદર્શનના અભ્યાસી વિના ન લખી શકે. જરૂર કોઈ જૈન અહિં ભણવાના નિમિત્તે ઘુસી ગયો લાગે છે! નહિતર મારાથી દૂષિત કરાયેલા પક્ષને ફરીથી નિર્ભૂષિત કરવા બીજો કોણ સમર્થ

હોય?" જૈનદર્શનની કેવી અદ્ભુત ખ્યાતિ! ત્યારે હંસ પરમહંસની જૈનદર્શનમાં કેવી હોશિયારી! સમ્યક્શ્રુતને એટલે કે સર્વજ્ઞના શાસ્ત્રોને ચિત્તમાં સુપરિચિત અને દૃઢ કર્યા વિના મિથ્યાશાસ્ત્રોમાં દોડાદોડ કરે તો માર ખાઈ બેસે! ગુરુ શ્રી હરીભદ્રસૂરીશ્વરજી મહારાજે હંસ- પરમહંસને એવા તૈયાર કર્યા છે કે અહીં બૌદ્ધની પ્રખર યુક્તિઓમાં પણ ભોળવાઈ જવાની વાત તો નહિ, કિન્તુ ઉપરથી એને સામેની જબરદસ્ત જૈન યુક્તિઓથી તોડી ફોડી નાખવાની જ વાત!

**અરિહંતના ચિત્રથી પરીક્ષા :—**

બૌદ્ધાચાર્ય વિચારમાં આગળ વધે છે,- 'હવે જો આને રહેવા દઈએ તો તો કોણ જાણે આપણું કેટલું ય ઊખેડી નાખે! ત્યારે આને પકડી પાડવો ય શી રીતે?' વિચાર કરીને પોતાના ચુસ્ત બૌદ્ધ વિદ્યાર્થીઓને વાત સમજાવીને કહે છે કે 'વિદ્યાર્થીઓના શયનગૃહ આગળ એક અરિહંતનું ચિત્ર એવી રીતે દોરો કે જેથી બહાર નીકળતાં ચિત્રમાંના મસ્તક પર પગ મૂકવો જ પડે. પછી તપાસો કે કોણ પગ નથી મૂકતું? સાચો જૈન હશે તે પગ નહિ મૂકે. આ રીતે ઓળખી લાવો એને." એ કાળે ધર્મની શ્રદ્ધા એવી કે ધર્મદાતા દેવગુરુની અનાદર-આશાતના કરીને પ્રાણ પણ બચાવવવાની વાત નહિ, તો બીજી તો કઈ લાલચે એવું અઘટિત કાર્ય થાય?

પેલા બૌદ્ધોએ વિદ્યાર્થીઓ ઊંઘતા હતા ત્યારે એ રીતે બારણા બહાર ચિત્ર દોરી દીધું. બીજા વિદ્યાર્થીઓ તો જાગીને એના પર પગ મૂકી મૂકી બહાર નીકળવા માંડયા પણ હંસ પરમહંસ ચિત્ર જોઈ આગળ વધતા અટકયા. એ વિચારે છે કે

**હંસપરમહંસની ઉમદા વિચારણા :—**

'અહાહા! આ કેવું સંકટ? આપણી પરીક્ષા કરવાનો

આ કીમિયો કર્યો લાગે છે, અને જો જૈન તરીકે પકડાયા, તો આ નિર્દય બૌદ્ધમઠાધીશ પાસેથી જીવતા છૂટવાની આશા શી? ત્યારે શું આપણાં જીવતરનાં બલિદાન એની સેવામાં આપીએ? બલિદાન તો તે આપણા ભવોદધિતારક ગુરુદેવ શ્રી હરિભદ્રસૂરીજી મહારાજના ચરણમાં દઈએ કે જેમણે આપણું અત્રેનું આગમન અનર્થમય જોઈ આપણને પૂર્વે અહીં આવવા જ ના કહેલી. ગુરુદેવનો જે આ અવિનય કર્યો, તેનું ફળ આ જ જન્મમાં અહીં જોવા મળ્યું. પણ હવે અહીં બહુ શો વિચાર? અહીં તો બે વાત છે. કાં તો ચિત્ર પર પગ દઈ જન્મ કલંકિત કરવો, કાં મૃત્યુ વધાવી લેવું! પણ શ્રી જિનેશ્વરદેવના બિંબ પર પગ દેવો એ તો એ તારક દેવાધિદેવની મહા આશાતના છે. એ કરીને નરકના પાપ ઉપાર્જવાનું કાર્ય! અહીં એક મૃત્યુથી ભય પામી ભવિષ્યમાં નરકમાં અસંખ્ય મૃત્યુની પીડા કોણ ઉપાર્જે?”

જીવનમાં કિંમત કઈ વસ્તુની? અહીં બૌદ્ધના રહસ્ય એવાં જાણી લીધાં છે કે બહાર નીકળી જાહેરમાં વાદી તરીકે બહાર પડે તો તો મહા નામના મળે એવી છે; પણ એ બધું શું કામનું; જો મૂળ દેવગુરુ ધર્મનું બહુમાન ન સચવાયું તો? આ એક ટુંકાશા જીવનમાં આમ બચીને શાબાશી કે સુખ શું મળવાનું? સુખ-શાબાશી તો દેવાધિદેવ, ગુરુ અને ધર્મના બહુમાન પાછળ છે. એ સુખ-શાબાશી જનમ જનમ માટે રજીસ્ટર્ડ થાય છે; કારણ કે કર્મસત્તાએ દેવાધિદેવ, એમનું શાસન અને શાસન આરાધક સાધુઓનો પક્ષપાત રાખ્યો છે.

જે આ દેવ-ગુરુ-ધર્મનાં બહુમાન કરે છે ઊંચા સન્માન કરે છે, કર્મસત્તા એને સુખ અને શાબાશીથી નવરાવી નાખે છે.

બચવાની ચતુરાઈ :—

હંસ પરમહંસ વિચારે છે,– 'પગ સડી જાય તે સારા, પણ જિનના મસ્તક પર પગ મૂકી શકાય જ નહિ. ત્યારે કોઈ બીજો માર્ગ શોધવો જ રહ્યો. નહિતર અહિં અવશ્ય મૃત્યુ થાય.' વિચાર કરીને ચિત્ર પર ખડીથી જનોઈ ચીતરી લીધી, કોઈ કહે છે ગળા પર ત્રણ રેખા ચીતરી લીધી, એટલે તો ચિત્ર હવે જિનનું રહ્યું નહિ, બુદ્ધના ચિત્ર જેવું થયું, તેથી તેના પર પગ મૂકી બહાર નીકળી ગયા. પણ જાસુસ તરીકે ઊભેલા બૌદ્ધો ધુંઆકુંઆ થઈ ગયા, આમને ઓળખી લીધા, પોતાના આચાર્યને વાત જણાવી કહે છે,

'બસ હવે આપ હુકમ આપો એટલી વાર. આ દુશ્મનોને મારી નાખીએ, હવે એને જીવતા ન રહેવા દઈએ.'

આ કેવી ધર્માંધતા! કેવી ક્રુરતા! અને કેવી કાયરતા! સામે વાદ કરવાનું જીગર નથી. ન જોઈએ તો કાઢી મૂકો એય નહિ, મારી નાખવાની જ વાત! આ બૌદ્ધોની અહિંસા! આ એમનું તત્ત્વજ્ઞાન!

**તત્ત્વજ્ઞાન તો વિતરાગ સર્વજ્ઞ પ્રભુના શાશનનું! દયા તો જિન–શાસનની! ઉદાર મન તો જૈનના!** ધર્મની મઘમઘાયમાન શ્રદ્ધા રુંવાડે રુંવાડે! પણ આવું અંધપણું નહિ કે દુશ્મનના પ્રાણ લેવા. પૂર્વે જૈન સાધુ પાસે વિદ્યામંત્રો ઘણા, પણ દુશ્મનની ય હિંસા કરવાની વાત નહિ ત્યારે,

જૈનત્વના પ્રકાશના અભાવે કેવી કરુણ સ્થિતિ! હિંસા તો કદાચ ન ય કરી શકે, પણ હિંસક વિચારો બહુ સસ્તા! અને સુલભ!

જૈનત્વનો પ્રકાશ મળ્યા પછી બહુ વિચારવા જેવું છે કે કેવી મહાન સિદ્ધિ મળી છે! કેવું મહાભાગ્ય!

કરોડોની સંપત્તિ એ ભાગ્ય નહિ, ભાગ્ય તો જૈનત્વ!

જો હિંસક વિચારો નાબૂદ ન થાય ઓછા ન થાય તો એ જિનશાસન મળવાનું ભાગ્ય એળે જાય!

હિંસક વિચારો ઓછા થવા પર જિનશાસન મળ્યાનું ભાગ્ય સફળ.

**હંસ–પરમહંસ પર બીજી પરીક્ષા :—**

બૌદ્ધો હંસ–પરમહંસને હવે તો દુશ્મન ગણી મારી નાખવા તલપાપડ થઈ રહ્યા છે; પરંતુ બૌદ્ધાચાર્યે એમને શાંત કરતાં કહ્યું,–

"ઊભા રહો: હજી આ બૌદ્ધમતના દ્વેષીઓની એક બીજી પરીક્ષા કરશું, હમણાં તમે શાંત પડો. એક પરીક્ષા એ અધુરી પરીક્ષા છે, અધુરી પરીક્ષાથી પ્રતિકાર ન થાય: વળી આ પરદેશી માણસો છે, એટલે એમ એકદમ જ એમની કદર્થના કરવી ઉચિત નથી, નહિતર બહારમાં મારી અપકીર્તિ થાય માટે બીજી પરીક્ષાથી એમનું જૈનપણું નિશ્ચિત કરો.'

"બુદ્ધિમાન પુરુષો મહત્ત્વનું કામ કરતાં પહેલાં બરાબર પાકું કરી લે છે. એટલે હવે તમને બીજી પરીક્ષા બતાવું છું તે અજમાવી જુઓ"

બૌદ્ધ ગુરુએ વિદ્યાર્થીઓ, જે હંસ–પરમહંસને તત્કાળ મારી નાખવા ઉશ્કેરાયેલા, એમને 'બુદ્ધિમાને મહત્ત્વનું કામ પાકું કરીને કરવું'. એમ સમજાવી- શાંત પાડ્યા; ને બીજી પરીક્ષાવિધિ બતાવે છે,–કહે છે,–

"જુઓ, સૂવાના માળ ઉપરના માળિયા પરથી વહેલી પરોઢે, જ્યારે બધા વિદ્યાર્થીઓ ઊંઘતા હોય ત્યારે, નાની નાની માટીની ઘડીઓ નીચે છોડો.. એ નીચે પડી પડી ફૂટવાનો અવાજ કરશે કે તરત વિદ્યાર્થીઓ સફાળા જાગી જશે

અને ગભરાઈને પોતપોતાના ઈષ્ટદેવનું નામ પોકારશે તમારામાંથી એક જણે બાજુમાં ઊભા રહી સાંભળવાનું કે આ બે જણા શું નામ બોલે છે? બસ, જાઓ કરો એ પ્રમાણે. આમાં એ જો જૈન જ હશે તો નક્કી પરખાઈ જશે.”

આવી આપદા?

**ધર્મ કરવા તૈયાર થઈએ ત્યારે સમજી જ રાખવાનું કે કર્મની ને મોહની છાવણીમાં ખળભળાટ થયો! તે કાંઈ** ને કાંઈ તુત ઊભું કરે છે! ઉપમિતિ શાસ્ત્રમાં આ આવે છે. આ જો સમજી રાખ્યું હોય અને વિઘ્ન આવે, કસોટી આવે, તો ગભરામણ ન થાય સત્ત્વહીન ન બનાય, ધર્મની દૃઢતા ન ગુમાવાય.

અહીં જુઓ હંસ પરમહંસને હવે કેવી કસોટી આવે છે! એ સમજી તો ગયા જ છે; કેમકે હવે બૌદ્ધો એમને દ્વેષની દૃષ્ટિથી જુએ છે. એટલે હવે ચાલ્યા જવાના હિસાબમાં જ છે, એથી રાતના ઊંઘ પણ હરામ થઈ છે. એમાં પાછલી રાતે જ્યાં સહેજ ઊંઘ આવી ગઈ એટલામાં તો ઉપરથી ધડાધડ ઘડીઓ નીચે પડી ફૂટવાના અવાજ ઊઠયા! એટલે સંભ્રમથી ઝબકીને બધા ભેગા એ પણ જાગ્યા, અને બીજાઓ પોતપોતાના કુળદેવતાનું નામ બોલ્યા, ત્યારે સહેજે આમના મુખમાંથી ‘નમો જિણાણું’ શબ્દ નીકળી પડયા. બોલો,

હંસ–પરમહંસને જિન–નામની રઢ કેવી!

કે આવા આપત્તિના અવસરે ‘બાપ રે!’ ‘ઓ મા!’ એવું કાંઈ યાદ ન આવતાં દેવાધિદેવ યાદ આવે છે. કોને? જન્મે જૈન નહિ એમને! કારણ આ જ કે ઈતરકુળના છતાં જૈન ધર્મમાં દાખલ થયા, જૈન સાધુ દીક્ષા લીધી; એટલે ધર્મને શ્વાસોશ્વાસમાં વણી લીધો છે. ધર્મમાં પહેલું ભગવા-

નનું નામ; એ એમણે રોમરોમમાં વસાવી દીધું છે, તે હાલતાં ને ચાલતાં 'નમો જિણાણું' 'નમો અરિહંતાણું' 'અરિહંત' કે એવું કાંઈ પ્રભુનામ યાદ આવ્યા જ કરે.

ત્યારે મહાન પુણ્યના ઉદયે જૈનકુળમાં આવ્યા પછી આપણે જિનનું નામ, અરિહંતનું નામ રોમ રોમ ન વસાવીએ, તો કેટલી મોહમૂઢતા કે મોહની જ વાતો રોમરોમમાં વસી ગઈ હોય! શું આટલું ય ન બની શકે? આમાં કાંઈ ખરચ લાગે? શરીરને શ્રમ પડે? ખાસ સમય આપવો પડે? કશું જ નહિ,

ધર્મ સમજ્યા પછી દિલને ખરી મમતા ભગવાનની લાગવી જોઈએ; તો જ દરેક કામ પહેલા ને આપત્તિમાં પ્રભુનામ મુખ્યપણે યાદ આવે.

'ધર્મમાં પહેલું ભગવાનનું નામ; એટલે હાલતાં ચાલતાં પ્રભુનામ યાદ આવે.'

જ્યાં આમના મુખમાંથી 'નમો જિણાણું' શબ્દ નીકળ્યા કે પેલા જાસુસ બૌદ્ધના મુખમાંથી નીકળી પડ્યું કે 'ઠીક ઠીક, આ બે જૈન મતના લાગે છે!' હંસ પરમહંસને એ સાંભળી મનને નક્કી થઈ ગયું કે 'આ આપણું પારખું કરવા માટે જ ઘાટ ઘડ્યો લાગે છે અને આપણે હવે ઓળખાઈ ગયા છીએ. તેથી ભાગો અહીંથી.' પેલા બૌદ્ધો જઈને પોતાના આચાર્યને વાત કરે છે.

ક્રુર બૌદ્ધોથી બચવાની રીત :—

હવે તો આચાર્ય અને બૌદ્ધો કકળી ઉઠ્યા છે,— 'બસ, હંસ–પરમહંસને મારી જ નાખો' એમ ચિંતવી રહ્યા છે! બે ભાઈઓ પણ વિચારે છે કે,—

"અહીં એક ક્ષણ પણ રહેવામાં જીવનનું મહાન જોખ-

મ છે! હવે જો સીધે સીધા નીચે ઊતરવા જઇએ તો તો જીવતા રહેવાની શંકા છે. કેવા નાદાન આપણે કે ગુરુજીની એ વાત્સલ્યભરી વાણીના મુલ્ય ન આંક્યા? શ્રીમદ્‌ની ઈચ્છાને ન અનુસર્યા? ગુરુજીની અવગણુના કરી! તો આ કુદરત સજા કરી રહી છે. ખેર! હવે વખત ગુમાવ્યો કામનો નથી, ત્યારે હવે શું કરવું? તરત જ એમના ફળદ્રુપ ભેજામાં યુક્તિ સ્ફુરી આવી! ત્યાં છત્રીઓ પડેલી હતી. મોટી બે છત્રીઓ લીધી અને ખુલ્લી ઊભી કરી એના ડાંડા પોતાના શરીર સાથે બાંધ્યા. પછી મેડા ઉપરથી નીચે પડતું મૂક્યું...

'આજની પેરેશુટની શોધ પર લોક આશ્ચર્ય પામે છે! પૂર્વે તો એવી કેઈક વિદ્યાઓ અને યુક્તિઓ હતી. વિદ્યામંત્ર વિનાના લાકડાના કમળની રચના એવી કે એમાં યંત્ર અરસ-પરસ સામસામા ચાલે એટલે એક ચક્ર ગતિવાળું બની આંટા ઉકેલે, તે આંટા બીજું ચક્ર વીંટતું જાય એમ વગર પેટ્રોલે એ આકાશમાં ચાલી શકે. એક ખીલી જોડતાં મોટું કમળ બીડાઈ જાય; ત્યાં અંદર બેઠેલા પછી સીલ પેક. બીજી ખીલીએ કમળ વિકાસ પામે, તેથી પાછું અંદર દિવ્ય ભવન વગેરે પ્રગટ થાય!

ભય આવતા પહેલાં ભાગો! :—

હંસ–પરમહંસ સહીસલામત નીચે આવ્યા, ને તરત જ ત્યાંથી નાઠા. દૂર નીકળી ગયા છે, તો પણ બૌદ્ધો તો 'મારો! મારો!' કરતા પાછળ પડ્યા. પેલા દોડ્યા તો ઘણું, પણ દોડી દોડીને કેટલું દોડે? હવે તો બૌદ્ધ યોદ્ધાઓ ઠેઠ એ-મની નજીક પહોંચવા આવી ગયા. કેવી આપત્તિ!

ધર્મકથાઓ સાંભળવાથી શો લાભ?

આ, કે પૂર્વ પુરુષોનાં જીવન પ્રસંગોમાંથી જેમ આદ-

રણીય અનુકરણીય જાણવા મળે, એમ એમના હાથે ક્યાંક ભુલ થઈ હોય, ઉતાવળ થઈ હોય, ખોટું સાહસ થઈ ગયું હોય, તો એના જે કટુ પરિણામ આવેલ તે આપણને જાણવા મળે, એટલે આપણા જીવનમાં સાવચેતી રહે, સાવધાની રહે, ને આપણે એવી ભૂલ–ઉતાવળ–સાહસથી બચી જઈએ.

જુઓ પ્રસ્તુતમાં હંસ–પરમહંસ વડિલ સામે હઠ કરીને બૌદ્ધમઠમાં ગયા, તો એમને અત્યારે કેટલી મોટી આપદા આવી! હવે હંસ–પરમહંસને સામે મોત ડોકિયાં કરી રહ્યું છે. એ જોતાં આ શીખવા મળે છે કે 'વડિલની અવગણના ન કરવી,' 'એમની સલાહની ઉપેક્ષા નહિ કરવી,' 'નાગડા માણસ સાથે કશો સંબંધ ન પાડવો.' કહે છે ને કે 'નાગાથી પાદશાહ આઘા;' કેમકે નાગો માણસ ક્યારે શું કરી બેસે એ કહેવાય નહિ. તેમ,

**વડિલ જમાનાના અનુભવી હોય, જ્ઞાની હોય, વળી આપણા આત્માના અંગત હિતૈષી હોય, એમની ને એમના વચનની આમન્યામાં મહા કલ્યાણ થાય, ત્યારે અવગણનામાં મહા નુકસાન થાય.**

જુઓ અહીં આ બેને મહાનુકસાનકારી આપત્તિ આવીને ઊભી છે. અહીં વળી પણ શીખવા મળે છે કે

**જો ભય આવતાં પહેલાં ભાગી છુટયા, તો તો ફાવ્યા; નહીતર ફસામણી!**

જીવ સંસારમાં આમ જ ફસાય છે. મૃત્યુના આક્રમણ પહેલાં, કે વિષમ કર્મના ઉદયના આક્રમણ પહેલાં, નિરાંતે ઠગારા મોહના સ્થાનોમાં ઠરીને બેસે છે, રમે છે! પણ આપત્તિ ઊભી થતાં એવો ફસાય છે,– દા. ત. વ્યાધિમાં, વૃદ્ધાવસ્થામાં, અથવા પુત્ર–મરણાદિ ઉપાધિમાં,– કે પછી એના ભોગ થઈ નાશ નોતરવો પડે છે.

હંસે અવસર ઓળખી લીધો 'હવે અહીં પસ્તાવો કરી બેસી રહેવા જેવું નહિ.' તરત જ નાનાભાઈ પરમહંસને કહે છે,–

હંસની ગુરુચિંતા : પરમહંસને આદેશ :–

"હે ભદ્ર! તું સત્વરે ગુરુજી પાસે પહોંચી જા; જેથી એમને ખ્યાલ આવે કે આપણું શું થયું! નહિતર આપણે બંને અહીં જ ખત્મ થતાં, એ ઉપકારી જીવનભર ચિંતાથી પીડાશે કે 'હંસ–પરમહંસનું શું થયું હશે? શું પરમ ઉપકારીને જીવનભર ચિંતામાં શેકાવા દેવા! માટે તું જા, અને ગુરુજીને મારા વંદન સાથે મિચ્છામિ દુક્કડં કહેજે. એઓશ્રીનું કહ્યું ન કર્યું તે બદલના અવિનયના મહાન અપરાધની મારા વતી ક્ષમા યાચજે. અહો! ગુરુ કેટલા ઉચ્ચ, અને હું કેટલો નીચ! જા જલ્દી જા, વિલંબ ન કર."

મોટો ભાઈ હંસમુનિ નાના ભાઈ પરમહંસમુનિને વળી કહે છે,– "પરંતુ જો એક વાત ધ્યાનમાં રાખ, અહીં નજીકમાં જ જે નગર નજરે દેખાય છે, ત્યાં રાજા સૂરપાલ શરણાગતવત્સલ કહેવાય છે. તરતમાં આ ક્રુર કસાઇઓથી બચવા એ રાજા પાસે પહોંચી જજે...બાકી પછી ચિરંજીવ રહી ગુરુજીની અને શાસનની મહાન સેવા કરજે."

મોટાઈમાં શી વિચારણા :—

શું મોટાભાઇની મોટાઈ આ કે નાનો પગ ઘસડતો ચાલતો હોય, ત્યાં મોટોભાઈ મોટર બંગલામાં રહે? એ મોટાઇ? આ મોટાએ તો મોટાઇ એવી દાખવી કે (૧) જાતે મરી ખુટવું પડે તો પરવા નહિ કરી, પણ (૨) નાનાને બચાવી લેવો; તેમજ (૩) ગુરુજીને માટે થોડું પણ આશ્વાસન રહેવા દેવું, અને (૪) સૌથી કિંમતી તો એ કે 'એ

નાનાભાઈ દ્વારા બૌદ્ધમતના મહાન ખંડન કરાય, આપણા પરમ ઉપકારી જિનશાસનની મહાન સેવા બજાવાય.' આ નિર્મળ શ્રેષ્ઠ આશયથી નાનાને ભાગી જવા સૂચવ્યું.

હંસનું મૃત્યુ પરમહંસની સમક્ષમાં :—

પણ જોજો, મોટો ભાઈ આટલો ઉમદા, તો નાનોભાઈ એનો જ ભાઈ છે ને? એ એમ કેમ જ ભાગે? ન ખસ્યો એ. એટલામાં અહીં તો બૌદ્ધ સુભટો આવી પહોંચ્યા, ચાલ્યું રમખાણ! હંસ સહસ્રયોધી છે, સેંકડો બૌદ્ધ સૈનિકો સામે ટક્કર ઝીલે છે! પણ પેલાઓએ ચારે તરફથી બાણો છોડયા. તે બધા રોકવા શી રીતે? તીરોએ હંસના શરીરને જર્જરિત કરી નાખ્યું. હવે હંસ લોહીલુહાણ થઈ મૂર્છા ખાઇને પડયો નીચે. નાનો ત્યાં જ છે.

કહો, ગુરુ પાસે આ જીવતા પહોંચી જાય તો ધર્મસાધના અને શાસનસેવા કેવી કરે એવા છે! પણ આવા વિઘ્ન ન હોય તો ને? શું ધર્મના પરાક્રમ સાધવા સહેલાં છે? સસ્તા છે? વિઘ્નોની લંગર લાગતી હોય ત્યાં એકલી ધગશ શું કામ લાગે? માટે જ

જ્યારે વિઘ્નનું લગભગ નામનિશાન નથી ત્યારે ધર્મપુરુષાર્થ કરી લેવો બહુ સહેલો અને સસ્તો.

તમારે પણ આજે જે દિશામાં વિઘ્ન ન હોય તે તરફનો પુરુષાર્થ કરી લેવા ચુકવું નહિ જોઇએ. એમાં ખરી વેપારી બુદ્ધિ છે. હંસનો હંસ ચાલ્યો ગયો. હજુ સુધી પરમહંસ તો ભાઇને છોડી જવા તૈયાર નહોતો. પણ એક દયાળુ માણુસના કહેવાથી ઉતાવળે પગલે ત્યાંથી ભાગીને પહોંચ્યો રાજા સુરપાલ પાસે.

પરમહંસ રાજા પાસે :—

રાજા સુરપાલની ન્યાયપ્રિયતા અને પરોપકારિતા :—

રાજા સુરપાલ હતો તો બૌદ્ધ સાધુનો અનુયાયી. પરંતુ પોતાના આંગણે અતિથિ મુનિને આવેલા જોઈ સત્કાર કરે છે, પૂછે છે; 'કહો, કયા શુભ નિમિત્તે આપનું અહીં આગમન થયું ?'

પરમહંસ કહે છે, 'અમે જૈન છીએ એટલા માત્રથી અમને મારી નાખવા બૌદ્ધો પૂંઠે પડ્યા છે. મારા મોટા ભાઈને તો મારી નાખ્યો, પણ મારે તમારા તરફથી રક્ષણ જોઈએ. હા, જો તે લોકો વાદ કરતા હોય, તો તો તે વ્યાજબી ગણાય, પણ પોતાનામાં વાદ કરવાની શક્તિ નથી, માટે પશુબળથી સામાને મારી નાખવા, એમાં શું માણસાઈ છે? મારા મોટા બંધુને એમજ વાદ કર્યા વિના એ લોકોએ મારી નાખ્યા! પછી હું અહીં આવ્યો છું. બૌદ્ધો પણ આવશે. શું રક્ષણાર્થીને તમે છેહ દેશો ?'

રાજા કહે 'બિલકુલ નહિ, તમે અહીં નિર્ભય છો. પણ તમારે વાદ કરવો પડે.'

પરમહંસ કહે 'તેની ફીકર નહિ.'

જૈનત્વની જવાબદારી મોટી કઈ? :—

રાજાએ એમને સુરક્ષિત રાખ્યા...તે કાળની માનવતાનો વિકાસ જુઓ. રાજાની કેવી ઉદારતા! કેવી શરણાગત વત્સલતા? જૈન નથી એ, બૌદ્ધ છે, છતાં ન્યાયપ્રિયતા પરોપકારિતા વગેરે ગુણોનો ખપી છે! ત્યારે જૈન તો ઘણા ઊંચા દેવ-ગુરુ અને શાસનવાળા! એના આદર્શ, એની ન્યાયપ્રિયતા અને પરોપકારિતા વગેરે કેવાક જોઈએ આ ખ્યાલ કરી ઉચ્ચ ગુણોના ખપી બનવું જરૂરી છે.

બૌદ્ધ સૈનિકો આવી પહોંચ્યા. રાજાને કહે છે કે, 'અમારો શત્રુ અમને સોંપી દો...'

'તે નહિ બની શકે.' રાજાએ ઉત્તર વાળ્યો...

બૌદ્ધ સૈનિકો કહે, 'પણ અમે બળાત્કારે ઉપાડી જઈશું.'

રાજા કહે, 'મારી પાસેથી બળાત્કારે લઈ જવાની કોની તાકાત છે? અને તે હું આ ન્યાયી અને કળાવાનનો દ્રોહ કરૂં? અન્યાયી હોય તો પણ શરણે આવેલા પ્રત્યે મારાથી દ્રોહ નહિ જ થઈ શકે.'

બૌદ્ધો- 'રાજન્! આગ્રહ ન રાખો. એમાં સાર નહિ નીકળે અમારા આચાર્યને આપ ઓળખો છો? એ ગુસ્સે થશે, અને તમે રાજ્યપાટ વગેરે ખોઈ બેસશો! રખડી પડશો રખડી! એક પરદેશી ખાતર આવું સાહસ કાં કરો? અંતે મૂર્ખ બની રડવું પડશે!'

સાચા ગુરુ દુર્લભ :—

કેવું ધર્મસંકટ! બૌદ્ધાચાર્ય બહુ સ્થિતિસંપન્ન છે. ત્યારે તો આ સૈનિકો રાજા જેવાનેય દમ ભીડાવી શકે છે. 'તો શું આ બૌદ્ધોના કહેવાતા ધર્મગુરુ સંસારી જીવની જેમ પરિગ્રહનો રસાલો રાખતા હશે?' એમ તમને પુછવાનું મન થાય છે, કેમ? પણ તમે સમજી લો કે તમને જનમથી અપરિગ્રહી ગુરુ મળ્યા છે એટલે તમને કલ્પના નથી કે ઈતર ધર્મમાં ગુરુ કેવાં પરિગ્રહધારી હોય છે. બાકી તો જે સાધુનામધારી પરિગ્રહધારી રાગી અને ભોગી છે, સ્થાવર જીવોની હિંસામય, આરંભ સમારંભમય મઠવાસને ધરનારાં છે, એ જેમને મળ્યા છે એને સાચા ગુરુની કલ્પના ન હોય. આવા જગતમાં સાચા ધર્મગુરુને પ્રાપ્ત કરવા એ કેટકેટલું મુશ્કેલ છે. એનો જો ખ્યાલ કરો, તો સાચા ધર્મગુરુ મળ્યાની મહાન કદર થાય,

અને ઉત્તમમાં ઉત્તમ સેવાનો લાભ તથા ઉપકારનો લાભ લેવાય. અહિં તો બૌદ્ધાચાર્ય સત્તાધીશ છે, તેથી એના સુભટો રાજાને ડરાવે છે.

રાજાની કુલવટ વાણી :—

પણ રાજા કહે છે કે, 'તમને ખબર નથી, અમારા પૂર્વજોની એ કુલવટ છે, કે જેને શરણું આપ્યું, એનો પ્રાણાન્તે પણ વિશ્વાસઘાત ન કરવો. બસ એ કુલવટ, એ ખાનદાની, અને એ શરણાગતના રક્ષણનું વ્રત પાળતાં મને મૃત્યુની પણ કોઈ દરકાર નથી. ભલે એમ કરતાં મૃત્યુ કાં નથી આવતું? પછી રાજ્યપાટ લુંટાઈ જાય એનો ભય જ શો? શરણાગતના રક્ષણ કરવાના વ્રતને હું મૂકનાર નથી; માટે આશ્રિતને હું હરગીજ નહિ સોંપું. પણ હા, તમને એક ઉપાય બતાવું.'

આર્ય દેશમાં તે તે સ્થાનના કર્તવ્ય નિર્ણીત થઈ ગયા છે! :—

શો ઉપાય? શું આડકતરી રીતે મારી નખાવવાનો? ના, એમ આડકતરી રીતે ય દ્રોહ થવા દે એમ નથી. નહિતર તો પછી સાચી કુલવટ શી? ખાનદાનીના અભિમાન શા? યાદ કરો; સૈનિકોએ શું કહ્યું છે?

'રાજન! અભિમાન સારું નહિ. અમારા સ્વામીને ગુસ્સો કરાવવામાં બધું ખોવું પડશે. માટે સોંપી દો અમારા દુશ્મનને,' પણ રાજા સ્વકર્તવ્યના પાલનમાં નિડરતાથી મક્કમ છે. આર્યદેશમાં કેવા કર્તવ્યપાલનના રંગ! જીવન ની સફળતા શામાં લાગેલી? એ સમજે છે કે જીવન તો ભાગ્યને અનુસારે સુખદુઃખમાં પસાર થઈ સમાપ્ત તો થવાનું જ છે. જે નિર્ણીત છે, તે થવાનું જ છે. કર્તવ્યપાલન કરવાનું ગુમાવીએ તો ય જીવન સમાપ્ત તો થવાનું જ, પણ ટકવાનું નથી જ. ત્યારે એમાંથી જે સત્કર્તવ્યના પાલન કમાઈ લીધા, તે દીર્ઘ-

કાળની આપણી નક્કર મૂડી છે. કહો ત્યારે,–

સત્કર્તવ્ય તે કયા?

ન્યાય નીતિ અને સદાચાર;
કરુણા, અહિંસા અને સંયમ;
કૃતજ્ઞતા પરોપકાર અને નિસ્પૃહતા;
ઉદારતા, ગંભીરતા અને સહિષ્ણુતા;
પ્રભુભક્તિ, મૈત્રી અને સાધુસેવા;
ત્યાગ, તપ અને વ્રત નિયમ;
જ્ઞાન ધ્યાન અને ક્રિયા; ઈત્યાદિ સત્ કર્તવ્યો છે.

આર્ય દેશમાં તે તે સ્થાને રહેલાનાં કર્તવ્ય નિર્ણીત થઈ ગયેલા છે. તમારે પણ નિશ્ચિત છે ને? જૈનોનાં શું શું કર્તવ્ય? રાજા અત્યારે શરણાગતનું રક્ષણ અને વિશ્વાસપાલનનું સુંદર કર્તવ્ય હાથ લાગ્યા બદલ જાતને ધન્ય માનતો, બૌદ્ધ સુભટોની ડરામણીને ગણકારતો નથી. પવિત્ર કર્તવ્ય બજાવતાં દેહ પડી ગયો તો ય શું થઈ ગયું? રાજા જરૂર પડયે મરવા તૈયાર છે.

શીખી લેજો ભારતનો પૂર્વ ઈતિહાસ શું ભણાવી રહ્યો છે? અને એની સામે વિચારજો કે આજે શું ચાલી રહ્યું છે?

બૌદ્ધ સુભટો પૂછે છે 'પણ કોઈ રીતે એ હાથમાં આવે?'

રાજાએ બૌદ્ધોને દર્શાવેલો વાદનો ઉપાય —

રાજા કહે છે 'હા, એક ઉપાય છે. તમે એની સાથે જય–પરાજયની શરત કરી વાદ કરો, અને જીતો તો તમારા હાથમાં એ આવે' ત્યારે બૌદ્ધોનો અધિપતિ આવી શરત કર છે કે 'અમે એની સાથે વાદ કરીએ પરંતુ એ અમારા બુદ્ધ ભગવાનના મસ્તક પર પગ મૂકી ચાલ્યો છે, તેથી અમે

એનું મોં જોવા નથી માગતા. અમે પડદા પાછળ રહીને વાદ કરશું. જો એ જીતે તો ખુશીથી એ છૂટો; અને જો એ હારે તો અમે એનો વધ કરીએ.'

બૌદ્ધોની વાદમાં ગુપ્ત ચાલબાજી :—

તમે સમજ્યા ? કેમ આવી પડદાની શરત ? એમાં બૌદ્ધોની પોલિસી છે. બૌદ્ધમતની 'તારા' નામે શાસનદેવી છે. તેનાથી અધિષ્ઠિત એક ઘડામાં બૌદ્ધે મોં રાખી બોલવાનું છે. જેથી ખુદ દેવી જ વાદ કરવા માંડે. એ વાત ગુપ્ત રાખવા માટે પડદાનું કપટ છે. હવે દેવીની સામે આ પરમહંસને વાદ કરવાનો! એમાં હારે તો મૃત્યુદંડ! વિચારો કઠિનાઇ! હંસને સેંકડો સુભટો શસ્ત્રોથી વીંટી વળ્યા હતા! ત્યારે પરમહંસને ગુપ્તપણે વાદ કરનારી દેવીને જીતવાની છે! તે પણ મોતની શરતથી! બંનેય શાસન પ્રભાવનાના શુભ ઉદ્દેશથી કેવું ભગીરથ સાહસ કરી રહેલા હતા!

ધર્મસાહસ ખેડવાના અને સત્ત્વને ખીલવવાના આ ભવમાં શું કામ બાકી રાખવું!

બૌદ્ધોનો પ્રપંચ :—

વાદનું કામ શરુ થયું. પડદામાંથી બૌદ્ધોનો મત એવી એવી રીતે રજુ કરાયો, કે જેમાં જોરદાર પ્રમાણ અને તર્કનો આધાર અપાયો હતો. છતાં પરમહંસે એનો પ્રતિકાર કરી, સામે પોતાનો પક્ષ રજુ કર્યો. પણ તે દેવીએ તોડયો, અને નવો પક્ષ માંડ્યો. પરમહંસની અસાધારણ બુદ્ધિએ અને જૈનશાસનના અકાટ્ય સિદ્ધાન્તોએ તે તે બૌદ્ધપક્ષનું ખંડન તો કર્યું પરંતુ એના પર નવો પક્ષ, એનું ખંડન, એમ વાદ ચાલ્યો, એમાં પરમહંસ કંટાળી ગયો. ત્યારે એણે શાસનદેવી

અંબિકાને યાદ કરી. અંબિકાએ હાજર થઈ બૌદ્ધોનું ગુપ્ત રહસ્ય કહીને કહ્યું કે 'તમારે એ લોકોને સમક્ષમાં વાદ કરવા કહેવું' બસ બીજે દિવસે એ પ્રમાણે કહેવામાં આવ્યું. ત્યાં તો તુર્ત બૌદ્ધાચાર્ય મૌન! પરમહંસે પડદો ખસેડી ઘડો ફોડી નાંખ્યો. પછી એ ગર્જીને કહે છે કે, "અહો! કેવો તમારા દંભ! આવી તમારી અતિનિંદ્ય પંડિતાઇ! આ તમારા વાદના ઢંગ! મરદ થઇને દેવી પાસે વાદ કરાવતા હતા! તેય આ પડદા પાછળ! આવો હવે, કરો મારો મતનું ખંડન!" શું ખંડન કરે? રાખ ને ધુળ? બૌદ્ધોનું સરાસર મૌન! મોં શ્યામ! બૌદ્ધો હાર્યા.

રાજાનો ગુણાનુરાગ અને મુનિની યોગ્યતા! :—

રાજા બધું સમજી ગયો. પરમહંસ ઉપર રાજાને ખૂબ જ માન પેદા થયું. બૌદ્ધોની કપટજાળ અને કુશીલતા પ્રત્યે એનું લોહી તપી ઉઠયું છે, કહે છે બૌદ્ધોને એ, 'આવા ન્યાયી અને વિજયીનો શું વધ ઇચ્છો છો તમે? હવે તો હું જ એના રક્ષણ માટે યુદ્ધ કરવું પડે તો ય તૈયાર છું.' કેવો ગુણાનુરાગ! ત્યારે પરમહંસની કેવી મહાન લાયકાત! જૈન-શાસન પામેલામાં આવી લાયકાત આવવી સહજ છે. ત્યારે સમજો કે જગતમાં સાચાં સન્માન પણ લાયકના થાય છે. હવે રાજાને બૌદ્ધનું ટોળું ધુંધવાતું જોઈ અવસર ઓળખી લીધો એ લોકોને વાતમાં રાખી, પરમહંસને ભાગી જવા સંકેત કર્યો.

બૌદ્ધોનો કપટભર્યો જુલ્મ :—

કર્મ ટાળવાનું ઔષધ માત્ર એક ધર્મ.

પરમહંસ ભાગ્યો પણ પાછળ બૌદ્ધના ઘોડેસ્વારે પૂંઠ પકડી. કર્મોનો આ કેવો જુલમ! મહેલમાં રહેતા થકાં અનેક

સંરક્ષણ સામગ્રી પણ હોય, ત્યારે ત્યાં કોઇ આક્રમણ નહિ!

જ્યારે અહીં એકાકી અને શસ્ત્રરહિત અવસ્થામાં મહાન આક્રમણ! આ સ્થિતિમાં કોણ બચાવે? કહો એક માત્ર પૂર્વે કરેલો ધર્મ. ત્યારે તો તત્ત્વજ્ઞ પુરુષો કહે છે કે "કર્મના ઉપદ્રવને ટાળવામાં ધર્મ સિવાય બીજું કોઈ સમર્થ નથી. તેથી કર્મના આવા અણુચિંત્યા જુલ્મી આક્રમણો આવે એ પૂર્વે ધર્મ સાધી લેવો એજ પરમ કર્તવ્ય છે."

**પરમહંસ યુક્તિપૂર્વક ગુરુ પાસે :—**

પરમહંસે યુક્તિ કરી. આગળ જતાં એક ધોબી તળાવ કાંઠે કપડાં ધોતો હતો. તેણે તેને કહ્યું કે "મોટી આપત્તિ આવે છે! ઊઠ ભાગ ભાગ ધોબી તો બિચારો ઊઠીને તરત ભાગ્યો! પરમહંસ ત્યાં ધોબીનો વેશ પહેરી ધોબી તરીકે ગોઠવાઈ ગયો. અજાણ્યો ઘોડેસ્વાર આવી એને જ પૂછે છે કે અહીંથી કોઈ માણસ ગયો?' એણે દુરથી ધોબીને દોડતો બતાવ્યો. ઘોડેસ્વાર તો ખુશ થતો ધોબીને જ્યાં પકડવા ગયો, ત્યાં અહીંથી પરમહંસે તરત ઊઠીને પલાયન કર્યું, અને એ ક્રમે કરીને ગુરુ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ પાસે પહોંચી ગયો!

બોલો પરમહંસમુનિ મૃત્યુથી બચી ગયા ને? વાર છે, મૃત્યુએ દાઢમાં ઘાલ્યા પછી કોઈ છૂટયું છે?

**હંસમૃત્યુનાં વર્ણને પરમહંસનું મૃત્યુ :—**

ગુરુના ચરણમાં માથું મૂકીને પરમહંસે પ્રણામ કર્યા. ગુરુએ પણ દૃઢ આલિંગન કર્યું. પરમહંસ કહે છે, 'હે પ્રભુ! આપે યોગ્ય નિષેધ કર્યો હતો; પરંતુ અયોગ્ય એવા અમે વિનય ચૂકયા, એમાં આવી આવી વસ્તુ બની...' એમ કહી બનેલી વિગત જયાં કહે છે; ત્યાં હંસના મૃત્યુની હકીકતનું

દૃશ્ય વર્ણવતાં વર્ણવતાં પરમહંસના પ્રેમભર્યા અને ગુણાનુરાગી હૃદયને એવો તો આઘાત લાગ્યો કે ત્યાંજ એ શાસનરત્ન પંખેરૂં પ્રાણ વિહોણું થઈ ધરતી પર ઢળી પડયું! બૌદ્ધોએ આમ બે મુનિરત્નોના પ્રાણ લીધા.

પરંતુ હવે જુઓ હરિભદ્રસૂરિજીને શિષ્યોનો મોહ શું કામ કરે છે! મોહ હાથીના હાડ તોડી નાખે, બળવાનના બળ તોડી નાખે, તત્ત્વવેત્તાના હૃદય ભેદી નાખે! એવા મોહ પર વિજય મેળવનાર શ્રી અરિહંત પરમાત્માને અને અન્ય ઉત્તમ પુરુષોને આપણે કોટિ કોટિ વંદન કરીએ.

**શ્રી હરિભદ્રસૂરિજી મહારાજની હૃદયવેદના :-**

મહાન શાસ્ત્રકાર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ પણ આનું મૃત્યુ જોતાં ડઘાઈ ગયા. એમને એમ થાય છે, કે "અરે! આ શો જુલમ? દુશ્મનના ઘરમાં જઈ એના રહસ્ય જાણવાની ધગશવાળા આવો ઉત્તમ સંયમી સાધુના મૃત્યુ! ત્યારે મારે આવા સુબોધ શિષ્યોનો વિરહ? હું કેવો દુર્ભાગી કે એમને આ રીતે નાની વયમાં મૃત્યુ આવ્યું, અને એ મારે ગુમાવવા પડયા! હું તે તેમના વિનયને સંભારું? કે એમની શૂરવીરતાને? એમના હું કયા ગુણ ગાઉં? એમની શ્રદ્ધાના? કે એમની સત્ તર્કની બુદ્ધિના? હજી તો હમણાં જ બચ્ચાને પાંખ આવી, ત્યાં તો ક્રુર યમરાજ એમને ઉપાડી ગયો? દુષ્ટ કાળને કોઈ પાપી ઉપાડી જવા ન મળ્યા. તે આવા બે નરરત્નોને ઉપાડી ગયો? જો એ બે મુનિરત્ન જીવતા હોત તો કેવું એ જગતનું ભલું કરત! હે અરિહંત! હે મારા નાથ! સુયોગ્ય અને વિનીત વર્તનવાળા આ હંસ–પરમહંસના મૃત્યુથી તો મારાય પ્રાણ હચમચી ઊઠયા છે! હું કયાં જાઉં? શું કરું? આ બૌદ્ધોએ તો ભયંકર દુષ્ટતા કરી છે! એ બૌદ્ધોને તો મેં ગૃહસ્થપણામાં પણ સારી રીતે પરા-

સ્ત કરેલા છે. તો અત્યારે તો જૈન શાસનની સહાયથી એનો પૂર્ણ પરાભવ કરવો એમાં શી મોટી વાત છે? હવે એ દુષ્ટોને હું નહિ છોડું. મારા હૈયાના શલ્યનો ઉદ્ધાર કરવો જ પડશે."

સૂરિજી રાજા પાસે :—

એમ વિચારી શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ આવ્યા સુરપાલ રાજા પાસે. એ કહે છે કે 'હે ન્યાયી રાજન્! પૂર્વે તમે લાખો સુભટો સામે મારા પરમહંસને કેવું અજબ રક્ષણ રક્ષણ આપ્યું હતું! તે જાણી અતિ આનંદ થાય છે. ધન્ય છે તમારા ક્ષાત્રવટને! રક્ષણ તો કર્યું પણ છેવટે પરમહંસની તો આવી સ્થિતિ બની! હવે હું બૌદ્ધો સાથે વાદ કરવા ઇચ્છું છું."

રાજા કહે છે "પણ પ્રભુ! એ તો યોદ્ધાઓના મોટા સમૂહથી પરિવરેલા હોઈ જિતાવા દુષ્કર છે; કેમકે આપ ઇચ્છો છો બુદ્ધિ વડે વાદ કરવાનું, અને એ છે બળ વડે વાદ કરે એવા! તો આપની પાસે એવી કોઈ અજેય શક્તિ છે? એ હોય તો હું યુક્તિથી એમને અહીં બોલાવું."

આચાર્યશ્રી કહે છે "અંબિકાદેવીની સહાયવાળા એવા મને એ શું જીતી શકે? ખુશીથી બોલાવો એમને."

રાજાએ દૂત મોકલ્યો.

દૂત ભારે ચાલાક! જઇને બૌદ્ધગુરુને કહે છે કે "સરસ્વતી સરખા આપને ભક્તિથી મહારાજા સુરપાલ વિનંતિ કર છે કે બૌદ્ધમત સાથે વિરોધ ધરાવતો કોઈ એક પંડિત અત્રે આવ્યો છે. પણ મને આ આશ્ચર્ય થાય છે કે સૂર્ય સરખા આપ બેઠા હો ત્યાં વળી આવા વાદી શા? અમને તો શરમ આવે છે. આપ અત્રે પધારી એને એવો હરાવો, કે એ બિચારાને મરવું જ પડે."

બૌદ્ધાચાર્ય ધુંઆ ફુંઆ થતો દૂતને કહે છે કે, "વાદી? મારી આગળ કોઈ વાદી? સમસ્ત વાદીઓને જીતી બેઠેલા મારી આગળ હવે કોઈ વાદી બાકી ન હોય. એ તો હશે કોઈ જૈન મૂર્ખ વાચાળ. મોટા મોટા વિકલ્પોની જાળથી હું એને હરાવી દઈશ. પણ હેં દૂત! એ શું મરણની શરત કરે ખરો?"

દૂત કહે 'પ્રભુ! શું કામ નહિ કરે? ન કરે તો એની આબરૂ શી? વિચાર તો આપે કરવાનો છે. બાકી શરત એવી કરો, કે જેથી એકજ પ્રશ્નમાં આપ એને હરાવી ઠેકાણે કરી દો.'

બૌદ્ધાચાર્યનું અભિમાન :—

બૌદ્ધાચાર્ય કહે "હા એ બરાબર. આપણે કોને નથી હરાવ્યા?"

દૂત કહે, "ઘણાયેને હરાવ્યા છે ત્યારે ભગવન્! બધું સરસ થઈ જવાનું. પણ હેં પ્રભુ! ક્ષમા કરજો, એક વાત જરા કરી દઉં. યદ્યપિ આજ સુધીમાં આપે સેંકડો વાદીને જીત્યા છે, પરંતુ કદાચ આ વાદીને ન જીતાય, તો આપણી મહાન અવજ્ઞા થાય એમ છે. તે કરતાં તો વાદ ન કરવામાં શોભા. જો કે આ તો અમારી ભ્રમણા છે, પણ 'બહુરત્ના વસુંધરા' એ ન્યાયે કોઈ સમર્થ વાદી નીકળી આવે તો વિમાસણ થાય. અમે તો આપનાથી જ સનાથ છીએ એટલે જ અમને આવી ચિંતા થાય છે."

બૌદ્ધાચાર્ય કહે, આવો ભય શાને રાખો છો? શું તમે જાણતા નથી આપણા પ્રમાણશાસ્ત્રને? કે આપણી પ્રકાંડ ગુઢ યુક્તિઓને? ભલભલા વાદીના મદ મેં તોડી નાખ્યા છે, તો આ કોણ માત્ર? જા, તારા રાજાને કહેજે કે, અમે હમણાં જ આવીએ છીએ." આમ કહીને દૂતને રવાના કરી પોતે

પણ જાય છે.

દૂત તો રાજાને ખુશાલીના સમાચાર કહે છે કે “બરાબર પાસા પોબાર! બૌદ્ધાચાર્યને ભોળવ્યા છે. હમણાં જ આવી પહોંચે છે.”

બૌદ્ધાચાર્ય સાથે વાદ :—

આ પ્રસંગમા એક અધિકાર એમ જાણવા મળે છે કે બૌદ્ધોનો મુખ્ય વડેરો આચાર્ય રાજસભામાં હરિભદ્રસૂરિજી મહારાજની સામે વાદમાં ઊતર્યો. સામ સામે તર્ક–પ્રતિકાર ચાલ્યા. સભાનો સમય પૂરો થયો પણ વાદ એમજ અધુરો ઊભો રહી ગયો. બીજે દિવસે પણ એજ પ્રમાણે વાદ ચાલ્યો. હરિભદ્રસૂરિજી મહારાજ ઘણુંય સામાની દલીલ તોડે, પણ પેલો એના પર નવો પરિષ્કાર કરી પક્ષ માડે. વળી એને સૂરિજી તોડે, તો પેલો નવીન દલીલ લડાવે. આમ રાજસભાનો સમય પૂરો થતાં વાદનો નિવેડો ન આવ્યો. ત્યારે ત્રીજે દિવસે ય એમજ ચાલ્યું, ચોથે દિવસે ય એમજ ચાલ્યું,...એમ ૭–૭ દિવસ ચાલ્યું. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ કાંઈ ગાંજ્યા જાય એવા નહોતા, દિવસોના દિવસો નવનવા તર્ક રજુ કરી શકે એમ હતા, પણ રાજા એમને કહે ‘પ્રભુ!’

‘પ્રભુ! આ ક્યાં સુધી ચાલશે? મારે રાજ્યનાં કામ બગડે છે!’

સૂરિજી મહારાજ કહે ‘થોડી ધીરજ ધરો, બનતા લગી કાલે જ નિવેડો આવે એ માટે પ્રયત્ન કરું છું.’

સૂરિજી મહારાજે રાતના અંબિકાદેવીને યાદ કરી ધ્યાન લગાવ્યું. દેવી હાજર થઈ પૂછે છે ‘કેમ યાદ કરી?’

બૌદ્ધાચાર્ય કેમ હારતો નથી :—

સૂરિજી કહે,– ‘મેં પૂર્વે ગૃહસ્થપણે પણ કેટલાય પ્રખર

બૌદ્ધવાદીઓને હરાવેલા છે, તો હવે તો વધારામાં તારણહાર જિનાગમોનો આધાર મળેલો છે, તો કેમ આ બૌદ્ધાચાર્ય હારતો નથી?'

દેવી અવધિજ્ઞાનના ઉપયોગથી જોઇને કહે છે 'આ આચાર્યને એની તારાદેવીની સાત ભવની આરાધના છે, અને એની પાસેથી વરદાન મેળવેલું છે કે દેવીની મંત્રિત ઝીણી ગોળી મોંમાં રાખી વાદ કરવાથી એ કદી ગમે તેવા પ્રખર વાદીથી હારશે નહિ. તેથી એ જીતાતો નથી.'

બસ, હરિભદ્રસૂરિજીને મર્મ સમજાઈ ગયો અને હવે ઉપાયથી આ વિઘ્ન હટાવી વાદમાં જીતવાનું તદ્દન સરળ બનશે એમ સમજાઈ ગયું; તેથી હરખનો પાર ન રહ્યો!

પ્ર૦– આવા મહાવિરાગી સૂરિજીને આટલામાં અપાર હરખ?

ઉ૦–હા, કારણ એ, (૧) એક તો આવા પ્રખરવાદી મુખ્ય બૌદ્ધાચાર્યને જીતતાં જૈનશાસનની જ્યોતિ જગતમાં ઝબક ઝબક ઝગમગવાની! તેમજ (૨) બીજું એ કે પોતાના બે ભાણેજ મુનિઓને પ્રપંચથી નષ્ટ કરનારને ભારેમાં ભારે શિકસ્ત મળવાની, જેથી ભવિષ્યમાં કોઈ બૌદ્ધ જૈન ધર્મ પર અડપલું કરવાની હિંમત ન કરે. આ બે કારણે એમને અપાર હરખ થયો.

બસ, બીજે દિવસે રાજસભામાં બંને ગોઠવાઈ ગયા, પણ વાદ શરૂ કરતા પહેલાં હરિભદ્રસૂરિજી મહારાજે ધડાકો કર્યો, 'મહારાજા! આ વાદ લાંબો ચાલી આપના રાજ્યતંત્રના કામ બગાડે છે; ને વાદ લાંબો ચાલવાનું કારણ એ છે કે અશુદ્ધ મુખેથી વાદ કરાય છે. માટે બંનેને પહેલાં સારી રીતે મુખશુદ્ધિ કરાવો, પછી વાદ શરુ થાય.

રાજાએ કહ્યું 'બરાબર છે.'

હવે આમાં બૌદ્ધાચાર્યને એમાં મુખમાંથી ગોળી નીકળી જવાનો ભય છે, છતાં મુખશુદ્ધિનો શી રીતે વિરોધ કરે? વિરોધ કરે તો એનો અર્થ એ થાય કે એંઠા–જુઠા મોંઢે વાદ કરવો છે; અને ભલેને કદાચ એમ કહે કે 'હું તો મુખશુદ્ધિ છતાં કરીને જ આવ્યો છું,' તો પણ રાજા કહી શકે, 'એ સારું છે, ફરીથી મુખશુદ્ધિ કરવામાં કાંઈ બગડતું નથી; વિશેષ શુદ્ધિ થશે, તો વાદ જલ્દી જીતી શકશો,' એટલે એના પર બૌદ્ધને હવે આગળ કહેવાનું રહે નહિ. છતાં એણે શરત મૂકી કે 'ભલે મુખશુદ્ધિ પછી વાદ; પરંતુ પછી જે હારે તે તપેલા તેલના મોટા કઢાઇયામાં ડુબી મરે' સૂરિજીએ શરત મંજુર કરી.

બસ, સભાની સમક્ષમાં કોગળા કરવા માટેના કુંડા અપાવી બંનેની પાસે સારી રીતે મોંમાં પાણી ખખડાવી ખખડાવીને ૫–૭ વાર કોગળા કરાવ્યા. એમાં બૌદ્ધાચાર્યના મુખમાંની ગુપ્ત નાની ગુટિકા કોગળા ભેગી બહાર નીકળી ગઈ! બૌદ્ધાચાર્યને ખબર પડી હશે કે મુખના ખૂણામાં દબાવી રાખેલી ગોળી નીકળી ગઈ, પરંતુ સાત સાત દિવસના વાદમાં પાછા ન પડવાનું અભિમાન હતું, તેથી વાદ કરવાની પૂરી હોંશ રાખીને વાદ શરુ કર્યો. પરંતુ હવે દેવીની સહાય ગઈ, એટલે હવે જ્યાં હરિભદ્રસૂરિજી મહારાજે એક બે ને ત્રણ વિકલ્પ મુકયા, ત્યાં શી મજાલ હતી કે એ બૌદ્ધાચાર્ય ઉત્તર કરી શકે? મોં જ બંધ થઈ ગયું! રાજાએ અને સભાના પંડિતોએ એને નિરુત્તર દેખી એનો પરાજય જાહેર કર્યો. એ પછી બીજા બીજા બૌદ્ધવાદી આવતા ગયા, અને સૂરિજીના એક બે ને ત્રણ વિકલ્પમાં નિરુત્તર બની હારતા ગયા... એમ ૧૪૪૪ બૌદ્ધ વાદીઓ વાદમાં ઉતરી પછાડ ખાઇ ગયા!

વિચાર કરો, મૂળ વડેરો બૌદ્ધાચાર્ય હાર્યો છે તો શું બીજાને એમ ન થાય કે 'આવા સમર્થ ગુરુ હાર્યા છે તો હું શું જોઇને વાદમાં ઊતરું?' પણ ના, અભિમાન ભૂંડી ચીજ છે. અભિમાનથી ધરાર બીજાના જીવનમાં પછાડ ખાધાનું પ્રત્યક્ષ જોવા છતાં માણસને એવા જ ઊંધા રવાડે ખૂનસપૂર્વક ચડાવે છે! બોલો, રાવણને અભિમાનથી શું ખતરનાક પરિણામ આવ્યું એ આપણે નથી જાણતા? છતાં શું આપણે અભિમાન નથી કરતા? શું અભિમાનથી સાહસિક પ્રવૃત્તિ નથી કરતા? અરે! એમાં એકવાર પછાડ પણ ખાવી પડી, તો ય અભિમાનનો પલ્લો મૂકીએ છીએ? મિથ્યાભિમાનની પ્રવૃત્તિ બંધ કરીએ છીએ? ના, કેમ વારુ? કહો, અભિમાન ભૂંડું છે, એવું, કે પોતાની ભૂંડાશે ય ન જોવા દે! ને અભિમાનવશ ઊંધા સાહસ કરતાં અટકવાય ન દે!

ઈતિહાસનો બીજો અધિકાર :—

હરિભદ્રસૂરિ મહારાજને બૌદ્ધો સાથેના વાદનો શાસ્ત્રમાં બીજો અધિકાર આ રીતે મળે છે,–

પેલો દૂત બૌદ્ધાચાર્યને ચડાવીને લઈ આવ્યો છે, એ વખતે બૌદ્ધાચાર્યે અભિમાનથી ઠાંસ ઠોકી છે કે જે મેં સેંકડો વાદીઓને પરાસ્ત કર્યા છે, એને આ કોક જૈન વાદી જીતવો એમાં શું મોટું કાર્ય હતું? દૂતે એને સાવધાન કર્યો છે કે આપ જીતો એમાં તો કોઈ શંકા જ નથી, પરંતુ સાહેબ! આમાં આપ હારનારને મોતની શરત મૂકો છો એટલે જરાક વિચાર કરવા જેવો છે. સામો નથી ને કદાચ જીતે, તો અમારે તો આપ જેવા સમર્થ નાથને ગુમાવવાનું થાય.' ત્યારે બૌદ્ધાચાર્યે દૂતને કહ્યું છે 'અરે! ગાંડા રે ગાંડા! આપણી જીતમાં શંકા કરે છે? જરાય શંકા ન રાખ.' આમ

અભિમાનના તોરમાં બૌદ્ધાચાર્ય તણાયો છે.

હવે જુઓ કે અભિમાન આ બૌદ્ધાચાર્યને ક્યાં થાપ ખવરાવે છે? અભિમાન એ બહુ બૂરી ચીજ છે. અભિમાનમાં ચડેલો માણસ અભિમાનવશ ખોટા વિશ્વાસમાં રહી કોઈ સાધનાના અવસરે એના જરૂરી સાધનને ભૂલી જાય છે, અને આપત્તિના અવસરે સાચા પ્રતિકારથી વંચિત રહે છે. આ બૌદ્ધાધીશને એવું જ બન્યું. રાજસભામાં આવી અભિમાનથી જોયું કે 'આ વાદીને તો સહેજ વારમાં જીતી લઈશ;' એમ કરી પોતાની રક્ષક તારાદેવીની સહાયની ઉપેક્ષા કરી, અર્થાત્ દેવીની સહાય માટે સ્મૃતિ કર્યા વિના જ સીધો વાદ શરુ કર્યો; પક્ષ માંડ્યો કે 'જે સત્ હોય છે, તે બધું ક્ષણિક હોય છે.'

ક્ષણિકવાદના ખંડનમાં અનેક યુક્તિઓ :—

અહીં તો સામે સ્વપર શાસ્ત્રના મહાન જ્ઞાતા આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિશ્વરજી મહારાજ હતા. એમણે તરત ઉત્તર કર્યો કે (૧) "તો પછી એક વસ્તુનું જ્ઞાન થયા પછી દીર્ઘકાળે તેનું જે સ્મરણ થાય છે તે સંસ્કારને લીધે છે, તો શું વચલા ગાળામાં એ સંસ્કાર કાયમ રહે છે? અર્થાત એ સંસ્કાર સ્થિર છે કે ક્ષણિક?

(i) જો સંસ્કારને સ્થિર કહો તો 'બધું ક્ષણિક છે,' એવા તમારા સિદ્ધાન્તનો ભંગ થયો. વળી 'જે ક્ષણિક નહિ તે સત્ નહિ' એવા તમારા મતના હિસાબે એ સ્થિર સંસ્કાર કે એ સંસ્કારની સ્થિર સંતતિ ક્ષણિક નહિ હોવાથી સત્ નહિ રહે! અને 'સત્ નહિ તે અર્થક્રિયાકારી (કાર્યસાધક) નહિ' એવા તમારા મતે તે સંસ્કાર કાર્યસાધક નહિ બને! તેથી તેનાથી સ્મરણરૂપી કાર્ય નહિ થઈ શકે.

(ii) ત્યારે જો સંસ્કારને ક્ષણિક કહો, તો એ તો ક્ષણમાં નાશ પામ્યા! તો પછી દીર્ઘકાળે સંસ્કાર વિના એનું સ્મરણ ક્યાંથી થઈ શકે?

જો એમ કહો કે "ઉત્તરોત્તર સમાન જાતીય ક્ષણિક સંસ્કાર ઉત્પન્ન થતા આવે છે, તેથી લાંબા ગાળે સ્મરણ થઈ શકે;' તો તેય ખોટું છે. કેમકે, તો પછી સંસ્કારની એવી જે ધારા ચાલી, તે ધારા જો ક્ષણિક હોય તો એનું એજ આવીને ઊભું રહ્યું. ધારા ક્ષણિક હોવાથી ક્ષણમાં નષ્ટ થઈ ગયે પછીથી સ્મરણ નહિ થઈ શકવાનું એ આવીને ઊભું રહ્યું! તેથી ધારા સ્થિર માનવી પડશે. જો સંસ્કારોથી અભિન્ન ધારા સ્થિર, તો સંસ્કાર ક્ષણિક હોઈ જ શકે નહિ; કેમકે ક્ષણિક સંસ્કારોની ધારા એ કાંઈ ક્ષણિક સંસ્કારોથી કોઈ જુદી ચીજ નથી. દા. ત. તેલની ધાર તેલથી કાંઈ જુદી વસ્તુ નથી. દીવાની ક્ષણ ક્ષણ જુદી જ્યોતની ધારા જ્યોતથી કાંઈ જુદી વસ્તુ નથી.

(૨) બીજી રીતે જોતાં ક્ષણિક વાદમાં લાલ અને કાળી બે જાતની માટીમાં ઉત્પન્ન થતા ઘડામાં લાલ ઘડો કાળી માટીમાંથી, અને કાળો ઘડો લાલ માટીમાંથી બન્યો, એવું કેમ નહિ? કેમકે બંનેય કાર્યો પોતાના કારણની ગેરહાજરીમાં સમકાળે ઉત્પન્ન થાય છે. એમાં જો હા પાડો, તો પછી નિયમ નહિ રહે કે કાળી માટીમાંથી આવો કાળો જ ઘડો બનશે?

(૩) વળી ક્ષણિક-વાદમાં કાર્યકારણના જ્ઞાનને બાધ નડશે; કેમકે કાર્યકારણનું જ્ઞાન તેને થાય કે જે ક્યાંક એ ચાર સ્થાને કોઈ કારણ દેખે, અને તેમાંથી કાર્ય થતું દેખે. પછી એ નિર્ણય કરી શકે કે "આ આ કારણમાંથી આ આ કાર્ય થાય.' અહિંયા તો તમે બધુંય ક્ષણિક કહો છો એટલે

તમારે તો આત્મા ય ક્ષણિક છે, તો ક્ષણમાં ઊડી જનારો આત્મા આ બધું જાણવા ક્યાં રહી શક્યો? તેમ,

(૪) બધાં કારણો એક સાથે નાશ પામી, બધાં કાર્યો એક સાથે જન્મે છે, તો ત્યાં 'કોણ કોનું કાર્ય,' એની શી ખબર પડે?

બૌદ્ધોની હાર અને સૂરિજીનો ગુસ્સો :—

આવી આવી રીતે બૌદ્ધોના મતનું ખંડન કર્યું. તેના પર બૌદ્ધાચાર્ય ચૂપ થઈ ગયો, હાર્યો. પછી બીજો બૌદ્ધ વાદ કરવા આવ્યો, એ ય હાર્યો. એવાં ૧૪૪૪ બૌદ્ધો હાર્યા. ત્યાં કોઈ કહે છે કે 'હારે તે તપેલા તેલના કુંડમાં પડે,' એવી બૌદ્ધાચાર્યે શરત કરી હતી, તે હિસાબે બૌદ્ધાચાર્ય તપેલા તેલનાં કુંડમાં પડ્યો! પછી બૌદ્ધનો શિષ્ય વાદ કરવા આવ્યો! તે પણ હાર્યો; તો તેને પણ કુંડમાં ઝંપલાવવું પડ્યું! એમ ૫–૭ બૌદ્ધોએ ઝંપલાવ્યું.' બીજો ઇતિહાસ એમ કહે છે કે 'હારેલા બૌદ્ધવાદીઓને હોમાવા માટે તૈયાર થઈ રહેવું પડ્યું.' તો ત્રીજું એમ પણ જાણવા મળે છે કે 'બૌદ્ધોની હંસ–પરમહંસના તરફની ભયંકર કુટિલતાના હિસાબે, સુરિજી દ્વારા એમને સમડી બનાવી ધગધગતા તપેલા તેલના કુંડામાં ઝીકી દેવા માટે આકાશમાં લાવવામાં આવ્યા.'

ગુરુજીની હિતશિક્ષા :—

ગમે તે કહો, પણ આ પ્રસંગની ગુરુ મહારાજ શ્રી જિનભટ્ટસૂરિજી મહારાજને ખબર પડી ગઈ. એમને થયું કે "અરરર! જુલ્મ થઈ ગયો! પ્રૌઢ ગીતાર્થ એવા હરિભદ્રસૂરિને આવા કપાચી બનવાનું બની ગયું? હંસ–પરમહંસ તો ગયા; ને બૌદ્ધો હાર ખાઈ ગયા. હવે કપાય શા માટે?"

તરત એમણે 'ગુણસેણ–અગ્ગિસમ્મા (ગુણસેન–અગ્નિશર્મા)' વાળી સમરાદિત્ય અને શત્રુ અગ્નિશર્માના ભવોની ગાથાઓ મોકલી આપી. શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ પોતાના ગુરુ પાસેથી આવેલો ગાથાપત્ર શિરસાવંદ્ય કરી વાંચે છે, વાંચી ચોંકી ઊઠે છે!

શ્રી હરિભદ્રસૂરિજીનો મનનીય પશ્ચાતાપ :—

અહાહાહા! આ મેં શું કર્યું? શું હું પામર આટલો બધો કષાયમાં ચઢી ગયો? અહીં કષાય કરવામાં તો કાંઈ પણ વાર ન લાગે, અને કંઈ જ કઠિનાઈ પણ ન નડે; પરંતુ એનો વિપાક કેટલો બધો દીર્ઘકાળ ભોગવવાનો? અને તે પણ કેટલો બધો કઠિનતા ભર્યો! સમરાદિત્ય કેવળી મહર્ષિના ચરિત્રમાં જીવનભર માસખમણને પારણે માસખમણની સાધના કરનાર અગ્નિશર્મા તાપસને પોતાનું પારણું ચૂકાવવા નિમિતે પણ જો એક ગુંણસેન રાજા પર ગુસ્સો થયો, તો તે વૈર તાપસને એટલું બધું નડ્યું એટલું બધું નડ્યું, કે પછી ભવે ભવે એ અધમાધમ કાર્યવાહી કરતો જ રહ્યો, અને નીચી નીચી નરકમાં પડતો જ ગયો! ત્યારે ગુણસેન રાજા નવમા સમરાદિત્યના ભવમાં કેવળજ્ઞાની થઈ મોક્ષે ગયા! તે પછી એ અગ્નિશર્માના જીવને આ ઘોર સંસારચક્રમાં અનંતભવ ભટકવાનું ઊભું થયું!

એક ભવના ક્રોધનો અગ્નિશર્માને આ કેવો કરુણ અંજામ!

ત્યારે આટલા બૌદ્ધ પરના મારા ક્રોધથી મારી કઈ દશા? માનવની ભયંકર હત્યા કરવાનું કેવું આ અધમાધમ કૃત્ય! આમાં મેં ન જોયું મારું સાધુપણું, કે ન જોયું મેં ઉચ્ચ ગુરુ પ્રત્યેનું મારું શિષ્યપણું! ક્યાં મારું અહિંસાનું મહાવ્રત? અને ક્યાં આ વ્રતભંજક હત્યા? ક્યાં આ મને શાસને અર્પેલું સમ્યગ્જ્ઞાન? અને ક્યાં આ ક્રોધનો અજ્ઞાનમય અંધ-

કાર? આ તો જાણે પાછો હું પૂર્વની અજ્ઞાન અને મદની અવસ્થામાં જઈ પડચો! શાસ્ત્ર તો કહે છે 'ક્રોધે ક્રોડ પૂર્વ-તણું સંયમફળ જાય!' તો પછી જ્યાં ક્રોડ પૂર્વને બદલે ક્રોડ વરસનું ય સંયમ નથી, અરે! સો વરસનું ય ચારિત્ર નથી, ત્યાં આવા ઉગ્ર ક્રોધના કેવા ય કટુ વિપાક! કેવા ચોરાશી લાખ યોનિમાં પરિભ્રમણ! અહો! ગુરુજીએ મને કેવો અવસર પર અપૂર્વ બોધ મોકલ્યો! વાહ ગુરુ વાહ! જૈનશાસનમાં ગુરુતત્ત્વની બલિહારી છે! શું કામ છે મારે ક્રોધ કરવાનું? ક્રોધ કરૂં તો મારી વિરતિ, મારું જ્ઞાન, મારું જૈન શાસન, સંઘ અને ગુરુ સૌને કલંક લાગે. ભલે બિચારા બૌદ્ધો સુખી રહે!" ઈત્યાદિ વિચારણા કરી એમણે બૌદ્ધોને જતા કર્યા.

અહીં એવું બન્યું કે બૌદ્ધોના મહાગુરુનો પરાજય, પછી એના અનુયાયીનો પરાજય... એમ હાર પર હાર થવા માંડી, ત્યારે બૌદ્ધો પોતાની તારાદેવી પર ગુસ્સે થઈ જેમતેમ બકવા માંડચા, 'હે પાષાણી! જે અમારા સ્વામીએ તારી ખૂબ ખૂબ પૂજાભક્તિ કર્યે રાખી, ફૂલ ફળ નિવેદ તને ચઢાવ્યા, તે શું પત્થર પર ચડાવ્યા? હે રાક્ષસી! આટલો ભયંકર ગજબ જુલમ વરસે, ત્યાં તું રક્ષણ કરવા નથી આવતી? તો તારું અધિષ્ઠાયકપણું શું?'

ત્યાં અંતર્હિત રહેલી તારાદેવી બૌદ્ધોના આ પ્રશ્નનો ઉત્તર કહે છે,–

બૌદ્ધોને દેવીની તર્જના અને હિતશિક્ષા :—

"હે બૌદ્ધો તમારું અને તમારા ગુરુનું અધમ કૃત્ય કેમ ભૂલી જાઓ છો? દૂર દેશથી ભણવા અર્થે આવેલા પેલા બે જૈન મુનિઓ રૂપ નિર્દોષ બકરાને તમે ભુખ્યા વરુની જેમ મારી નાખવા ધસતા હતા! તેમાં એકને તો બાણોથી ખત્મ

પણ કરી નાખ્યો, અને બીજાએ તમને પરાજિત કર્યા, ત્યારે ઊલટું તમે એને મારી નાખવા દોડયા? એ બધાં કાળા કામ તમે કેમ વિસરી જાઓ છો? અને ફોગટ મારા પર ગુસ્સે થાઓ છો? હજી ય બચવું હોય તો ડાહ્યા થઈને આ હરિભદ્ર સૂરીશ્વરજીની ક્ષમા માગી તમારા સ્થાને ચાલ્યા જાઓ!"

દેવીની વાણીથી બૌદ્ધોમાંના વૃદ્ધ પુરુષો વસ્તુ સમજી ગયા, અને બધાને પાછા વાળી સ્વસ્થાને ચાલ્યા ગયા...આ દુનિયામાં કેવી વિચિત્રતા છે, કે 'જીવ પોતાનું અનાડીપણું આચર્યે જાય, એમાંથી પાછો વળવાની વાત નહિ, પણ જ્યારે સામેથી એનો પ્રતિકાર આવે, ત્યારે ઊંચો નીચો થાય! રક્ષકને ગાળ દે! ભૂલ સમજવાને બદલે નવી નવી ભૂલોની યોજના કરે!...' એ કેવું વિચિત્ર! પણ

મિથ્યામતિની આ જ ભયંકરતા છે કે સ્વરૂપે શુદ્ધ એવા પણ આત્મા પાસે ઘણીએ અધમ વિચારણા, અને જંગલી કાર્યવાહી કરાવે! માટે જ મિથ્યામતિ મનમાં જ ન ઘાલો.

સૂરિજીનો ગુરુ પાસે અદ્દભુત ઈકરાર :-

શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ, ગુરુનો અને જિનશાસનનો મહા ઉપકાર માનતા ત્યાંથી ઊઠીને જઈ પહોંચ્યા ગુરુ પાસે. ગુરુ શ્રી જિનભદ્રસૂરીશ્વરજીના ચરણમાં માથું મૂકીને ચોધાર આંસુથી ગળતી આંખે કહે છે, હે નાથ! શિષ્યના મોહમાં મેં કેવું ભયંકર કાર્ય કર્યું? કેવું ભયંકર કરવા તૈયાર થયો? એ તો આપનો ભવોભવનો ઉપકાર, કે મોહ અને કષાય અટવીમાં ભૂલેલા મને જ્ઞાન અને પ્રશમના માર્ગે આણ્યો! હે પ્રભુ! પૂર્વે પણ મદ અને કુમતના પિશાચી પાશમાંથી છોડાવનાર પણ આપ જ હતા, અને અત્યારે પણ પાપમાંથી બચાવી લેનાર પણ જ આપ છો! પૂર્વે કયાં મારી

વીતરાગને નિંદવા સુધીની અવદશા? તેમ વર્તમાનમાં ક્યાં મારી ક્રોધાંધ હાલત? ત્યારે ક્યાં આપની પત્થરને પરમાત્મા કરવા જેવા મહાન ઉપકારને કરવાવાળી ઉચ્ચ દશા! હવે તો ભગવન! મારા આ ગુનામાં મને પ્રબળ પ્રાયશ્ચિત આપી શુદ્ધ કરો, ને અવિનયી એવા આ કુશિષ્યને ક્ષમા આપવા મહેરબાની કરો.' કેટલો બધો હું હીન નીચ અને પાપી? આ કષાયથી મારું શું થશે?"

ગુરુનો દિલાસો :—

ત્યાં ગુરુ કહે છે કે "તમે કષાયથી પાછા વળી ગયા એ તમારી મહાનતા છે. તો હવે તમે ખિન્ન ન થાઓ. કમ્મેસૂરા ધમ્મેસૂરા જેવા સમર્થ વિદ્વાન હરિભદ્ર સમાન શિષ્યો ક્યાં છે? તમે તો બૌદ્ધોને પરાજિત કરી જિનશાસનની જયપતાકા લહેરાવી છે. એ તમારે મહાન અનુમોદનાનું કાર્ય છે. તો મનમાં બીજી દુભામણુ ન રાખતાં એજ રાખો." ગુરુએ પ્રાયશ્ચિત્તમાં ૧૪૪૪ શાસ્ત્ર રચવાનો દંડ આપ્યો એમાં એમ કહેવાય છે કે છેલ્લે મૃત્યુ પૂર્વે 'સંસારદાવાનલ' ની સ્તુતિ રચતાં છેલ્લી ગાથાની પહેલી લીટી 'આમુલા લોલ૦' લીટી બોલતાં ગળામાં કફ ભરાઈ આવ્યો તે અટકી ગયા ત્યાં ખોંખારો ખાતાં જોસથી 'ઝંકારા રાવસારા'...લીટી બોલ્યા, એટલે સંઘમાં આ લીટી સમૂહમાં મોટા અવાજે બોલવાનું શરું થયું. આચાર્યપુંગવ શ્રી હરિભદ્રસુરીશ્વરજી મહારાજે પણુ તીવ્ર તપ કરવાં માંડયા. એમનું આત્મઓજસ વધતું ચાલ્યું. કોઈકવાર હંસપરમહંસનો વિરહ મનમાં લાગી આવે છે, કે 'મારે સંતતિ નહિ?' ત્યાં

અંબિકાદેવી પ્રગટ થઈ કહે છે કે "તમારે આ શોક શો? તમે તમારે મહાન ગ્રન્થો રચો, અને એને જ સાચી સંતતિ સમજો. ચિરકાળ સુધી એ તમારા રચેલા શાસ્ત્રો જગત

પર મહાન ઉપકાર કરશે. બાકી તમે ક્યાં નથી જાણતા કે, 'સંજોગમૂલા જીવેણ પત્તા દુઃખ્ખ-પરંપરા?' સંયોગોના લીધેજ જીવે દુઃખની પરંપરા મેળવી છે. સંયોગ છે ત્યાં વિયોગ છે. જન્મ છે ત્યાં મરણ છે. તો પછી હંસ-પરમહંસ પોતાના આયુષ્યની સમાપ્તિએ અહીંથી ચાલ્યા જાય, એમાં શું શોક કરવો? એ તો એમનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવી ગયા. આપ આપનું બજાવો. મારે કાંઈ આપ સરખા મહાજ્ઞાનીને કહેવાનું હોય નહિ. આપ નિરાંતે ઉત્તમ શાસ્ત્રો રચો."

આચાર્યશ્રી સ્વસ્થ થઈ ગયા. એમણે ચૌદસો ચુંમાલીસ ગ્રન્થ-રત્નોની રચના કરી, ગ્રન્થના છેડે 'વિરહ' પદ જોડ્યું, દા. ત. 'ભવ વિરહવર' દેહિ મે દેવિ સારં,'-'હે દેવિ! મને ઉત્તમ સંસાર-વિરહ અર્થાત મોક્ષ આપો.'

**આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિશ્વરજીના ગ્રન્થરત્નો** પૈકીના આજેય કેટલાક અદ્‌ભુત ગ્રન્થો મળે છે.જે પૈકી એમની **'સમરાઇચ્ચ કહા'** તો કથા-રત્નોની ખાણ સાથેની સમરાદિત્યકેવળીના નવ ભવોની સંવેગ-વિરાગથી છલકતી મહાકથા છે.

**'લલિત વિસ્તરા'** શાસ્ત્રમાં **'નમુત્થણં'** સ્તુતિસૂત્રના પદેપદનો અર્થ પર એમણે અપૂર્વ દાર્શનિક મંતવ્યોનો પ્રકાશ પાડયો છે, સાથે જ અરિહંત પરમાત્માની તાત્ત્વિક ઓળખ સાથે પ્રભુ પરનો અનુપમ તાત્વિક ભક્તિરસ વહેતો મૂકયો છે, જૈન-શાસનની વિશેષતાઓ, ઉત્થાનમાર્ગ વગેરે અદ્‌ભુત બતાવ્યા છે.

દશવૈકાલિક-સૂત્ર-ટીકા, તત્વાર્થ મહાશાસ્ત્ર-ટીકા, પંચ સૂત્ર ટીકા, આવશ્યક સૂત્ર પર મહાટીકા,...

આ ગ્રન્થોમાં તો આ સૂરિપુરંદરે પદાર્થોના સૂક્ષ્મતાભર્યા પ્રતિપાદનોના સાગર સર્જ્યા છે.

'ધર્મસંગ્રહણી'– માં ભવ્ય વાદો દ્વારા જિનમતની બીજાઓ કરતાં વિશિષ્ટતા, સંપૂર્ણતા અને સર્વથા શુદ્ધતાનું સુંદર નિરૂપણ એમણે કર્યું છે.

'ઉપદેશપદ' માં જિનાજ્ઞા અને ગુર્વાજ્ઞાનું જોરદાર મહત્ત્વ વર્ણવ્યું છે; સાથે સંસાર–જુગુપ્સા, ભવભ્રમણનો ખેદ; મોક્ષાભિલાષા વગેરે જગાવનાર અને પરમ મંગલમય ધર્મ-જીવન બનાવવાનો ઉપદેશ ઉલ્લસી રહ્યો છે.

પંચવસ્તુમાં સાધુજીવનની યોગ્યતાથી માંડી ઉત્સર્ગ અને અપવાદમાર્ગ ને સ્પર્શતી વિસ્તૃત સાધુચર્યાનું આકર્ષક આલેખન છે.

'અષ્ટક' માં ૮–૮ શ્લોકના એકેક પ્રકરણમાં એકેક વિષયને વર્ણવતાં બત્રીસ પ્રકરણો છે. એમાં વીતરાગદેવ, નિર્ગ્રન્થ ગુરુ તથા સર્વજ્ઞકથિત ધર્મનું વર્ણન છે.

'ષોડશક'– માં ૧૬–૧૬ શ્લોકનો એકેક એવા સોળ પ્રકરણ છે. એમાં અનુષ્ઠાનના પ્રણિધાનાદિ પાંચ અંગોના, જિન-બિંબ નિર્માણ પ્રતિષ્ઠાપનના વિધાનના ઇત્યાદિ વર્ણન છે.

'વિંશતિ વિંશિકા' માં ૨૦–૨૦ શ્લોકની એક એવી વીસ વીસી છે. એમાં લોકધર્મથી માંડી ક્રમશઃ મોક્ષ પર્યન્તનો અર્થાત્ આત્મસંશોધનનો સચોટ માર્ગ વર્ણવ્યો છે.

'પંચાશક' માં ૫૦ શ્લોકનો એક એવા ઓગણીસ પ્રક-રણ મળે છે. એમાં સમ્યક્ત્વ, શ્રાવકના બારવ્રત, શ્રાવકનું દૈનિક જીવન, દ્રવ્યસ્તવ, ભાવસ્તવ, વગેરે વિષયો લીધા છે.

'ધર્મ બિન્દુ' માં દસ અધ્યાય છે. એમાં સામાન્ય ધર્મ, વિશેષ ગૃહસ્થધર્મ, સાધુ ધર્મમાં સાપેક્ષ યતિધર્મ, નિરપેક્ષ યતિધર્મ વગેરે આત્મસાધનાનો ક્રમિક માર્ગ બતાવ્યો છે.

'અનેકાંત જયપતાકા' માં મહાસમુદ્રના અનેકાનેક તરંગોની જેમ અનેકાનેક વિકલ્પો, પ્રતિવિકલ્પો વગેરે દ્વારા બૌદ્ધ–વૈશેષિકાદિ દર્શનના એકાંત સિદ્ધાન્તોનું ભવ્ય નિરાકરણ કરી, અનેકાંત મતની જયપતાકા લહેરાવી છે.

'યોગ બિન્દુ' માં યોગના ગોચર, સ્વરૂપ, અને ફલની મૌલિક વિચારણાથી અનેકાંત 'આત્મવાદના મંડાણ કરી, જગતમાં ચાલતા એકાંતવાદોની ભૂલભરી માન્યતાઓના સયુક્તિક ખંડન કરવા સાથે યોગની પૂર્વ સેવા વગેરેના અપ્રતીમ વિવેચન કર્યાં છે. ત્યારે

'યોગદષ્ટિ સમુચ્ચય' નામના શબ્દ સંક્ષિપ્ત પણ અર્થ–ગંભીર મહાન ગ્રંથમાં યોગની આઠ દૃષ્ટિના અપૂર્વ નિરૂપણનો ગંગાસ્રોત વહી રહ્યો છે એ એવા તો અમૃતરસથી ભરેલો છે કે આહા! એને ચિંતનમાં ઉતારતાં અનુપમ તત્વપ્રકાશ, આત્મરસાસ્વાદ અને સ્વસ્થતાનો લાભ મળે છે. જાણે એ અરિહંતની વાણીનો અહિં સાક્ષાત્કાર કરાવે છે!

આવા તો બીજા અનેકાનેક ગ્રંથ એઓશ્રીએ રચેલા છે.

